આવૃત્તિ ૧લી　　　પ્રત ૧૨૬૦　　　એપ્રિલ ૧૯૩૯

સોમાભાઇ કીશાભાઇ પટેલ
સુણાવ (આણુંદ થઇને)

કિં. ૦-૬-૦

મુદ્રક : ચિમનલાલ કીશાભાઇ પટેલ
મુદ્રણસ્થાન : દેશબન્ધુ છાપખાનું આણંદ

શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળાને

પૂજ્યભાવે અર્પણ



સોમાભાઇ

# લેખકના બે બોલ

બાલશિક્ષણના કાર્યમાં મને રસ છે. મેં સ્વતંત્ર બાલશિક્ષણનું કામ કર્યું પણ છે. હું પણ અત્યારની શિક્ષણ પ્રણાલિમાં ક્રાન્તિ થવી જોઈએ એવું માનનારાઓ પૈકીનો છું.

અનેક દોષોથી ભરેલી આજની શિક્ષણપ્રણાલિનો સૌથી મોટો દોષ એ છે કે સ્વભાવ ક્રિયાશીલ એવાં બાળકોને, શાળાઓમાં કેવળ પુસ્તકીઆ ભણતરમાં કલાકો સુધી રોકી રાખી, તે બાળકોને બેઠાડુ જીવન જીવવાની ટેવ પાડે છે. પૂજ્ય બાપુજીની કલ્પનામાંથી ઉદ્‌ભવેલી વર્ધાયોજના શિક્ષણપ્રણાલિના ઉપર વર્ણવેલા દોષથી સર્વાંશે મુક્ત છે

વર્ધા યોજનાનુસારની પાયાની કેળવણીના અભ્યાસક્રમમાં બાગ-કામને મહત્વનું સ્થાન આપવામાં આવ્યું છે. શરૂઆતનાં પાંચ વરસો દરમિયાન પાયારૂપ ઉદ્યોગ તરીકે કાંતણકામ કે બીજા કોઈ ઉદ્યોગને

શાળાએ સ્વીકાર્યો હોય છતાં પણ અઠવાડિયે અર્ધો કલાક તો બાળકોને માટે બાગકામ હોવું જોઇએ એમ વર્ધા યોજનાના અભ્યાસક્રમમાં કહેવામાં આવ્યું છે; કારણ કે બાગકામ બાળકોને માટે રસિક અને કેળવણીની દૃષ્ટિએ ખાસ ઉપયોગી છે.

આ વિષયને શાળાના અભ્યાસક્રમમાં સ્થાન આપવા માટે ખાસ કરીને શિક્ષકોમાં એ વિષયનું ઠીક ઠીક જ્ઞાન હોય એ જરૂરી છે. વળી જે શાળામાં બાગકામ થતું હોય તે શાળાના વિદ્યાર્થીઓ બુદ્ધિ-પૂર્વક કેળવણીની દૃષ્ટિએ એ કામ કરે તે પણ શિક્ષકે જોવાનું છે.

બાગકામ સંબંધી તદ્દન સામાન્ય હકીકતો અને કેટલાક વિચારો આ પુસ્તકમાં મેં રજુ કર્યા છે. આ વિષયની વિગતવાર માહિતી આપવાની દૃષ્ટિએ એ નથી લખાયું એટલી સ્પષ્ટતા કરવી જરૂરી લાગે છે.

મોટી ઉમરના વિદ્યાર્થીઓ આગળ આ પુસ્તક વાંચી બતાવવામાં આવે અને તેમાં જણાવેલી હકીકતો અને દર્શાવેલા વિચારો વધારે વિગતવાર રીતે વર્ગમાં વાતચીત દ્વારા રજુ થાય તો બાળકોને આ વિષયનું ઘણું જ્ઞાન આપી શકાય એમ હું માનું છું.

જો કે આ પુસ્તકનું નામ બાળકોનો બાગ એવું છે છતાં પણ મને લાગે છે કે આ પુસ્તકના વાચનથી આ વિષયમાં છેક અજ્ઞાન એવાં મોટી ઉમરનાં સ્ત્રી પુરુષોને પણ એમાં દર્શાવેલા વિચારો અને બીજી હકીકતોથી કેટલુંક નવું જાણવાનું મળશે.

બાગકામનો મને શોખ છે છતાં આ વિષયનો પુરો જાણકાર હું નથી જ એટલે સ્વાભાવિક રીતે જ આ પુસ્તકને પ્રસિદ્ધિમાં મૂકતાં મને સંકોચ થાય છે. એમાં દોષો પણ હશે. પણ આપણી

ભાષામાં આ દષ્ટિએ આ વિષય ઉપર લખાએલું કોઇ પુસ્તક નહિ હોવાથી એને પ્રસિદ્ધ કરવું ઇષ્ટ માન્યું છે.

આ પુસ્તકની છાપખાનામાં મોકલવાની નકલ કરવાનું કાર્ય મારા સ્નેહી ભાઇ રેવનદાસ કલ્યાણભાઈ પટેલે કરી આપીને મને આભારી કર્યો છે. મુખપૃષ્ઠ ઉપરનું ચિત્ર દોરી આપ્યા બદલ શ્રી સોમાલાલ શાહનો અને બ્લોક બનાવરાવવાના કાર્યમાં મદદ કર્યા બદલ શ્રી નાગરદાસ ઇ. પટેલનો હું આભારી છું.

કેળવણીના પાયા, ગાંધી વિચારદોહન, જીવનશોધન અને ગીતામંથન જેવાં સાત્ત્વિક પુસ્તકો અને એવાજ અનેક ઉપયોગી લેખોના લેખક અને ગાંધી સેવા સંઘના પ્રમુખ પૂજ્ય કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળાને આ પુસ્તક અર્પણ કરતાં મને ખૂબ આનંદ થાય છે.

અંતમાં જાણકારોને પુસ્તક સંબંધી ઉપયોગી સૂચનો કરી આભારી કરવાની વિનંતિ કરી વિરમું છું.

૧૫મી એપ્રિલ
૧૯૩૯

**સોમાભાઇ કીશાભાઇ પટેલ**

# પરિચય

જેઓને સોમાભાઇ કીશાભાઇનો પરિચય મૉન્ટીસોરી પદ્ધતિએ ગણિત અને વ્યાકરણ શિક્ષણનાં પુસ્તકોના લેખક તરીકે જ હશે તેઓને આ પુસ્તકના લખનાર તરીકે તેમને ઓળખવા જરા નવાઇ-ભર્યું લાગશે. લોકોની માન્યતા તો એવી છે કે ગણિત અને વ્યાકરણના વિષયો નીરસ છે અને તેમાં રસ લેનાર પણ નીરસ હોવો જોઇએ, અર્થાત્ તે સાહિત્યરસિક ન હોઇ શકે; પણ સોમાભાઇ વિવિધ–વિષય–રસિક છે, અને તેઓ ગણિત અને વ્યાકરણ ઉપરાંત બીજા વિષયોનું પણ નિરૂપણ કરી શકે છે.

સોમાભાઇએ બાલવાચનમાળાની ચોપડીઓ લખી છે એમ જેઓ જાણે છે તેઓએ તેમની પાસેથી ખેતી, ખાતર, ફૂલફળઉછેર વગેરે વિષયોના જ્ઞાનની આશા કદાચ નહિ રાખી હોય; તેથી “બાળકોનો બાગ” નામની આ ચોપડી તેમનું સહેજે ધ્યાન ખેંચશે.

આ ચોપડી પત્રરૂપે છે; અને એમાંના પત્રોનો ખાસ વિષય ફૂલ, ફળ, શાક, ભાજી વગેરે વનસ્પતિનો છે. તેઓ બાળકોના ઘણા પરિચયમાં આવેલા છે; અને તેથી વનસ્પતિ અને ખેતીના જ્ઞાનના વિષયને માટે પત્રની અનુકૂળ શૈલી તેમણે વાપરેલી છે.

આપણે ત્યાં પત્રલેખન બહુ થોડું છે. તેમાંયે પત્રો દ્વારા જ્ઞાનના વિષયોને ચર્ચવાની કળા તરફ બહુ થોડા લેખકો આકર્ષાયા છે. સોમાભાઇની આ ચોપડી પત્રલેખન દ્વારા વૈજ્ઞાનિક સાહિત્યનું નિરૂપણ કરવામાં પોતાનો ફાળો આપે છે.

આમાં બાગ સંબંધી એક યોજનાને કેમ પાર પાડવી તે વિગતવાર આપેલું છે. ફળ, ફૂલ, શાકભાજી જેવી ઉપયોગી વનસ્પતિ શાળાના બાગમાં કેમ ઉછેરી શકાય તેનો ખ્યાલ શિક્ષકોને તથા

વિદ્યાર્થીઓને આમાંથી મળી રહે છે. લેખકે આ ચોપડીમાં જરૂરી દિશાસૂચન કરી તેને વિગતવાર વિચારી છેવટના નિર્ણયો કરવાનું કામ વિદ્યાર્થીઓને માટે બાકી રાખ્યું છે તેમાં આ ચોપડીના કેળવણી વિષયક કિંમત છે. દિશાસૂચનને બદલે જો આ ચોપડી સંપૂર્ણ વિગતોથી ભરેલી બનાવી હોત તો તે માત્ર માહિતીની ચોપડી બની જાત.

જે બાળકો કે વાંચનારાઓ આમાં વર્ણવેલ બાબતો પ્રત્યક્ષ રીતે જાણતા હશે તેમને તે બાબતોનો ભાષા વડે સાહિત્યબોધ; તથા બૌધિક સ્પષ્ટતા આ ચોપડીથી થશે, અને જેઓને માટે આ વિષય અપ્રત્યક્ષ હશે તેઓને આનું વાચન પ્રત્યક્ષ વિષય તરફ લઇ જશે.

પત્રો દ્વારા વિષયને ચર્ચવો એ અઘરી કળા છે. છતાં તેમાં સોમાભાઇએ અજમાવેલ હાથ સફળ છે એમ કહેવામા વાંધો નથી. અલબત્ત, ભવિષ્યમાં પત્રલેખનની કળાને વધારે સારી રીતે ખીલવવાને શક્તિવાન થવાનું તેમને માટે બાકી છે.

આશા છે કે બાળકો ઉપરાંત બીજા પણ આ ચોપડી વાંચશે અને દરેક નિશાળના પુસ્તકાલયમાં તેને સ્થાન મળશે. જેઓ બાળકોને આ વિષયમાં રસ લેતા કરવાની ઇચ્છા રાખતા હોય તેઓના હાથમાં આ ચોપડી પ્રવેશિકા તરીકે આવશ્યક છે; કેમકે આનું વસ્તુ કલ્પિત નહિ પણ વાસ્તવિક છે, એની પાછળ માત્ર અભ્યાસ નહિ પણ વિશેષમાં અનુભવ પણ છે.

અંતમાં લખનાર અને વાંચનારને શુભ ઇચ્છું છું.

ગિજુભાઇ

# પત્ર ૧ લો

ડુમસ, તા. ૧-૪-૩૮

**વહાલાં બાળકો,**

તમારો પત્ર મળ્યો. તમે બધાએ, આ ચોમાસામાં, એક સારો બાગ બનાવવાનું નક્કી કર્યું છે એ હકીકત તમારા પત્ર દ્વારા જાણી.

તમને ફૂલો ગમે છે; અને ફળો તો તમને ખૂબ જ ભાવે છે. ગયા શિયાળામાં આપણે ત્યાં મોગરીના છોડ હતા ત્યારે તમે બધા તાજી મોગરીઓ રોજ રોજ કેટલી લહેરથી ખાતા હતા?

તાજાં શાક અને ઝાડ ઉપર જ પાકેલાં તાજાં ફળ ખાવાની લહેજત ઓરજ છે. અને એવાં ફળ અને શાક ખાવાં હોય તો પોતાનો જ બાગ જોઇએ.

કરેલી મહેનતનું ફળ મળે છે ત્યારે સૌ કોઇને આનંદ થાય છે. પોતે જ ઉછેરેલા છોડ, ઝાડ કે વેલાનાં ફૂલ-ફળનો ઉપભોગ કરવાના પ્રસંગે જે આનંદ થાય છે તે તો અનુભવીઓ જ જાણે છે.

ગયે વરસે આપણી શાળામાં આપણે કપાસ વીણી લાવવાથી માંડીને તે છેક તેનું સૂતર બનાવવા સુધીની બધી ક્રિયાઓ કરી હતી. તમે બધાંએ જે સૂતર કાંત્યું હતું તે આપણે વણકરો પાસે વણાવ્યું હતું. જ્યારે તમારા સૂતરનાં કપડાં તમે પહેલી જ વખતે પહેર્યાં હતાં ત્યારે તમને કેટલો બધો આનંદ થયો હતો?

મોટે ભાગે આપણા દેશના લોકોનો ખોરાક પોષક તત્ત્વોની દૃષ્ટિએ અપૂર્ણ છે. ખોરાકની ચીજોમાં ચોકખું દૂધ, તાજી શાકભાજી અને ફળોને સ્થાન હોવું જ જોઇએ. એ દૃષ્ટિએ બાગ એ એક જરૂરિયાત છે.

બીને ઉગતાં, છોડને અને ઝાડને વધતાં, ફૂલતાં, અને ફળતાં અવલોકવામાં જે આનંદ રહેલો છે તે પણ આપણે બાગ બનાવીએ તો આપણને મળે. આ બધી ક્રિયાઓ જોવા જેવી છે. કુદરતનો એ રીતે પરિચય કરવામાં મને તો ખૂબ મજા પડે છે.

આપણે તો શાળા તરફથી બાગ બનાવવાના છીએ, એટલે તમને વિજ્ઞાનનું અને બીજું પણ જ્ઞાન એ દ્વારા મળે એ રીતે આપણે એ કામ કરવું એવો મારો મત છે. જુદી જુદી જાતનાં ખાતરોની અને ખેડની પાકની ઉપર કેવી કેવી અસર થાય છે તેના પ્રયોગો પણ આપણા બાગમાં કરી શકાશે, અને જુદી જુદી પરિસ્થિતિના પરિણામે થતા ફેરફારો અવલોકી તેની નોંધ રાખીને તે ઉપરથી આપણા માટે લાભદાયી શું છે તેનો નિર્ણય આપણે કરી શકીશું.

આપણને ખાવાનું અને પહેરવાનું જોઇએ છીએ; તો પછી આપણે તે ઉત્પન્ન કરવા માટે મહેનત પણ કરવી જોઇએ જ ને?

વળી તંદુરસ્ત રહેવા માટે પણ શરીરની મહેનત માણસે કરવી જ જોઇએ. બાગ બનાવવામાં આવો શ્રમ કરવાનું આપણને મળી રહેશે.

આવી આવી અનેક બાબતોને લઇને તમારા બાગ બનાવવાના વિચારથી મને ખૂબ જ હર્ષ થયો છે અને તેથી હવે પત્રો દ્વારા હું તમને બાગ બનાવવા ઇચ્છિનારને ઉપયોગી હકીકતો સંબંધી લખીશ અને એક માસ પછી હું જ્યારે ત્યાં આવીશ ત્યારથી આપણે તે માટેની તૈયારીઓ કરવા માંડીશું કે જેથી ચોમાસું બેસતા પહેલાં જે કામ કરી લેવાં જોઇએ તે આપણે પૂરાં કરી શકીએ.

લિ.

**સોમાભાઇની આશિષ.**



# પત્ર ૨ જો

**ડુમસ,** તા. ૨-૪-૩૮

**પ્રિય બાળકો,**

મારો ગઈ કાલનો પત્ર મળ્યો હશે. બાગ બનાવવાનો તમારો વિચાર જાણી મને શાથી આનંદ થએલો તે મેં એ પત્રમાં જણાવ્યું છે. આ પત્રમાં બાગ સંબંધી કેટલીક સામાન્ય હકીકત લખું છું.

બાગ બનાવવા માટે પહેલવહેલી તો જમીન જોઈએ. મને લાગે છે કે પહેલી સાલે આપણે છ એકર જમીન લઈશું. એક એકર જમીન એટલે કેટલી જમીન તે તો તમે જાણો છો ને? ૧૦૮૯ ચોરસ ફૂટ જમીન એટલે એક ગુંઠો જમીન; અને એવી ૪૦ ગુંઠા જમીન એટલે એક એકર જમીન. સરકારી દફતરોમાં જમીનનું માપ એકર અને ગુંઠામાં લખેલું હોય છે. ખેડૂતો જમીનને વીઘાં અને વસાના માપથી વર્ણવે છે. એક એકર જમીન એટલે લગભગ ૧।।। વીઘાં. લગભગ ૨૩ ગુંઠા જમીન એક વીઘું જમીન કહેવાય વીઘાના ૨૦ ભાગ કરીએ તો તેવા દરેક ભાગને વસો કહે છે.

આપણે જે જમીન રાખીશું તેના, દરેક પાકને માટે જુદા જુદા ભાગ પાડવા પડશે. તે વખતે જમીનને આપણે ફૂટપટીથી માપીને પા કે અર્ધો એકરના ભાગ પાડવા પડશે. તેથી પા કે અર્ધો એકર એટલે કેટલી જમીન તે તમારે જાણવું જોઇએ. તેથી જ એકર એટલે કેટલી જમીન તેનું માપ ઉપર લખ્યું છે.

પહેલવહેલું તો ૭ એકરમાં કયા કયા પાક કરવા તે સંબંધી મારા વિચાર તમને જણાવી દઉં. તેમાં ફેરફારો કરવાની તમને છૂટ છે. અર્ધા એકર જમીનમાં તો આપણે ફૂલબાગ બનાવીશું. ગામડામાં ફૂલોનું વેચાણ તો નહિ થાય એટલે તેમાંથી આપણને ઉત્પન્ન તો કશું મળવાનો સંભવ નથી, પણ આપણા ગામના લોકો નવરાશના સમયે એ બાગમાં ફરવા આવશે, ચોકખી હવામાં બે ઘડી આરામ લેશે, જાત જાતનાં રંગબેરંગી અને સુગંધીદાર ફૂલો જોઈ આનંદ પામશે, અને કામ કરીને લાગેલો થાક ઉતારી પ્રસન્ન ચિત્તે પાછા ઘેર જશે એ લાભ કંઈ જેવો તેવો નથી. આટલા માટે હું તો ઇચ્છું છું કે આપણા દેશના એકેએક ગામની નજીક એકએક ફૂલબાગ હોય અને એ બાગ બનાવવાનું અને તેની સંભાળ રાખવાનું કામ તે તે ગામની શાળાનાં બાળકો કરે. બાગની પાછળ તેને સારો રાખવા માટે જે ખર્ચ કરવું પડે તે જો આપણે મેળવી શકીશું અને અર્ધા એકરનો બાગ નાનો પડશે તો બીજે વરસે આપણે એનો વિસ્તાર વધારીશું.

૬ એકરમાંથી અર્ધો એકર જમીન જતાં બીજી સાડાપાંચ એકર જમીન રહેશે. તેમાં આપણે ફળઝાડ રોપીશું અને શાક-ભાજી વગેરે કરીશું. પહેલા વરસના અનુભવ પછી જો આપણે પહોંચી વળી શકીએ તેમ હોઇશું તો બીજે વરસે આપણે વધારે જમીન રાખીશું.

દરરોજ સવારમાં તો આપણે બાગમાં કામ કરીશું, અને બપોરના સમયનો ઉપયોગ આપણે કાંતવા, પીંજવા, વાંચવા, લખવા તથા જ્ઞાન વધારવામાં કરીશું.

તા. ૧લી મેથી આપણે ખેતરમાં કામ કરવા જઇશું. પહેલ વહેલું તો આપણે ખેતરની વાડ મજબૂત બનાવવી પડશે. વાડ મજબૂત ના હોય તો રખડતાં ઢોર અને જંગલી જાનવરો ખેતરમાં આવીને પાકને નુકશાન કરે. એટલા માટે વાડ તો સરસ બનાવવી પડશે. ખેતરમાં પેસવા માટે મૂકેલા મુખ્ય દરવાજા સિવાય બીજી કોઇ જગ્યાએથી કોઇપણ માણસ કે જાનવર સામાન્ય રીતે ખેતરમાં ન આવી શકે એવી વાડ બનાવવી જોઇએ. થોરની વાડ સારી થાય છે. વાડની અંદરની બાજુએ આપણે વરસાદ આવ્યેથી મેંદી રોપી દઇશું એટલે એકાદ બે વરસમાં તેની પણ સરસ વાડ બની જશે. મેંદીની વાડને અમુક જોઇતી ઉંચાઇએ કાતરતા રહેવાથી તે વાડ બહુ સરસ દેખાય છે.

નાની બાળાઓ મેંદીનાં પાન વાટી તેનાથી હાથ રંગે છે, તે તો તમે જાણો છો. એમાં રંગ છે તેથી જ એ પાનથી હાથ રંગાય છે, એ પાન વેચવાથી પૈસા પણ

આવે છે. મેંદી સંબંધી એક બીજી વાત પણ તમને જણાવી દઉં. તમે હીનાના અત્તર સંબંધી કંઈ જાણો છો? હીના એ મેંદીનું જ બીજું નામ છે. એક જાતની મેંદી એવી થાય છે કે તેનાં પાનમાં સરસ સુગંધી હોય છે, એવી મેંદીનાં સુગંધીવાળાં પાનમાંથી જે અત્તર કાઢવામાં આવે છે તેને હીનાનું અત્તર કહે છે. સુગંધી મેંદીનો છોડ પણ સામાન્ય મેંદીના છોડ જેવો જ હોય છે. આવી મેંદીનાં બી મેળવવાનો આપણે પ્રયત્ન કરીશું. એ મળશે તો વાડ તરીકે એ મેંદીના છોડ પણ રોપીશું.

મેંદીના છોડ બી વાવવાથી અને ડાળખાં રોપવાથી થઇ શકે છે. આ સિવાય ગોરખ આમલી વગેરે બીજા પણ કેટલીક જાતોના છોડ વાડ તરીકે ઉછેરી તેની વાડ કરી શકાય છે, પણ તે સંબંધી તમે મોટા થાઓ ત્યારે વધારે જાણી લેજો.

ખેતરની વાડમાં પડેલાં છીંડાં વગેરે પૂરવાનું કામ પહેલું કર્યા પછી આપણે ખેતરમાં પડેલા કાંટા, ઢેખાળા કે નળિયાંના ટુકડા વગેરે વીણીને ખેતર સાફ કરી દઇશું, અને આખા ખેતરને રંપાવીને જમીનમાં ઉખેડ પડાવી મૂકીશું કે જેથી જમીન તાપમાં તપે. ઉખેડ પાડેલી જમીન તાપમાં તપવાથી છોડને પોષણ માટે જે તત્ત્વોની જરૂર પડે છે, તે તત્ત્વો એટલે છોડનો ખોરાક, કે જે જમીનમાં હોય છે તે, છોડ પોષણ માટે લઇ શકે તેવી ગળાઉ સ્થિતિમાં આવે છે. ત્યારબાદ આપણે ૨૦૦ ગાડાં ખાતર ખેતર ઉપર મંગાવી લઇશું અને

તેના છાયામાં અમુક અમુક અંતરે ઢગલા કરાવી દઇશું: વરસાદ પડે તે દિવસે આપણે તેને ખેતરમાં ફેલાવી દઇશું. આપણા ખેડૂતો વરસાદ વરસતા અગાઉ એકથી દોઢ માસ પહેલાં ખાતરની નાની નાની ઢગલીઓ ખેતરમાં કરી મૂકે છે. વરસાદ પડે ત્યારે તે ખાતર ખેતરમાં વેરવામાં બહુ મહેનત ન પડે તે માટે તેઓ તેમ કરે છે. પણ ઉનાળાના તાપમાં ખાતરની ઢગલીઓ તપે છે, અને તેથી તેમાંથી ઘણો કસ (ખાતરનાં તત્ત્વો) ઊડી જઇ નકામો જાય છે તેથી આપણે તો તેને છાંયે રાખી મૂકીશું. હવે પછીના પત્રમાં હું તમને ફૂલબાગ સંબંધી લખીશ.

લિ.

સોમાભાઇની આશિષ.



## પત્ર ૩ જો

મુંબઇ, તા. ૩-૪-૩૮

**વહાલાં બાળકો,**

ડુમસથી લખેલો મારો બીજો પત્ર મળ્યો હશે. તમે જાણો છો કે ડુમસ સુરત જિલ્લાની હદમાં આવેલું દરિયા કિનારા ઉપરનું હવાખાવાનું સ્થળ છે. ઉનાળામાં ત્યાં પૈસાદાર માણસો રહેવા જાય છે હું ગઈ કાલે ત્યાંથી નીકળી આજે અહીં મુંબઇ આવ્યો છું. અહીંથી નીકળી આવતી કાલે દેવલાલી પહોંચીશ.

ગયા પત્રમાં લખ્યા મુજબ આ પત્રમાં હું તમને ફૂલ-બાગ સંબંધી કેટલીક હકીકતો જણાવીશ. એ બાગ લોકોને હરવા ફરવા માટે છે તેથી એમાં હરવા ફરવાના રસ્તા રાખવા જોઇએ અને આપણે પણ એમાં રસ્તા રાખીશું. બાગની મધ્યમાં એક હરિયાળું મેદાન (લોન) રાખીશું, અને એક તરફ એક લતામંડપ પણ રાખીશું. હરિયાળા મેદાનની આજુબાજુ આપણે સુશોભિત ફૂલના મોસમી છોડ રોપીશું. એક તરફની હારમાં કેટલાંક ઝાડ રોપીશું, અને વચ્ચે વચ્ચે જુદી જુદી આકૃતિઓ બનાવી તેમાં જુદી જુદી જાતના ફૂલછોડ રોપીશું.

આ બધા સંબંધી થોડી થોડી હકીકતો હું તમને એક પછી એક લખી જણાવું છું.

## હરિયાળું મેદાન. (લૉન)

સારા સારા બાગમાં હરિયાળાં મેદાન હોય છે. આ મેદાનમાં લીલું ઘાસ ઉગાડવામાં આવેલું હોય છે. આ માટે ધરોના કકડા રોપાય છે. અથવા તો એક ખાસ જાતના ઘાસનાં બી વાવવામાં આવે છે. આ ઘાસ વધી જાય છે ત્યારે તેને એક યંત્રથી કાપવામાં આવે છે આ મેદાનમાં લોકો આરામ લેવા બેસે છે. આખું મેદાન લીલુંછમ હોય છે અને તેથી આંખને બહુ ગમે છે. આ લોનની ચારે બાજુ એક ત્રણ ફૂટ પહોળી જમીનનો પટ્ટો રાખવો. એની ધારો ઈંટો વડે બાંધવી, અને ઈંટોની પાસે એક જાતનાં ઘાસ કે જેને ગામડાના લોકો વિલાયતી ભાજીના નામે ઓળખે છે તે રોપવી. આ ઘાસના છોડ બહુ મોટા નથી થતા. અને તેની ઉપર નાનાં નાનાં ઘણાં પાન હોય છે, એટલે તેની શોભા સારી હોય છે. કયારાઓની કિનારમાં આ ઘાસ રોપવામાં આવે છે. કયારાની અંદરની જમીનમાં વિલાયતી સુશોભિત ફૂલના છોડ નજીક નજીક રોપીશું, એટલે જ્યારે તે છોડ મોટા થશે અને તેને ફૂલ આવશે ત્યારે તે કયારા બહુ જ સરસ શોભી ઊઠશે શહેરના બગીચાઓમાં તમે એવા કયારામાંના છોડ અને તેનાં રંગબેરંગી ફૂલ જોયાં હશે. આવા કેટલાક ફુલછોડ સંબંધી થોડુંક હું બીજા પત્રમાં લખીશ.

## લતામંડપ

લતામંડપ ઉપર વેલો ચડાલોશું, અને તેથી મંડપની નીચે બપોર વખતે પણ બેસી શકાશે. આ મંડપમાં લોકો

 

બેસી શકે તે માટે આપણે કોઇક પાસેથી મેળવીને બાંકડા મૂકીશું. આવા મંડપ ઉપર જે વેલો ચડાવવામાં આવે છે તે પૈકી કેટલાક સંબંધી હું થોડુંક બીજા પત્રમાં લખીશ.

બાગના રસ્તાઓમાં થોડા થોડા અંતરે બંને તરફ છોડનાં કુંડાં પણ મૂકીશું. આપણી શાળાનાં છેક નાનાં ૭ વરસનાં બાળકો આ કુંડાંને પાણી પાશે અને તેની સંભાળ રાખશે.

ઘણા બાગોમાં એકાદ પાણીનો હોજ પણ હોય છે, હોજમાં ફૂવારો હોય છે અને મોટા મોટા બાગોમાં તો પાણીનાં તળાવો પણ હોય છે, અને તેમાં કમળ રોપેલાં હોય છે વળી મોટા મોટા બાગોમાં તો વચ્ચે વચ્ચે છાયાવાળાં જુદી જુદી જાતનાં મોટાં ઝાડો રોપેલાં હોય છે. નાના બાગમાં એવાં ઝાડ રોપીએ તો બીજું રોપવાની જગ્યા ઓછી રહે. વળી, ઝાડોની નીચે છોડ સારા થાય નહિ. એટલે આપણે થોડાંક જ ઝાડ રોપીશું. છતાં પણ તમારી જાણ ખાતર મોટા બાગોમાં રસ્તાઓ ઉપર અને અંદર રોપતાં કેટલાંક ઝાડ સંબંધી હું તમને બીજા પત્રમાં થોડુંક લખવાનો છું.

ફૂલબાગની પાછળ બહુ ખર્ચ આપણે કરી શકીએ એમ નથી, તેથી ફૂવારો અને એવું એવું કેટલુંક આપણે ના કરી શકીએ તો તેથી નાસીપાસ થવાનું કંઈ કારણ નથી. શાકભાજી અને ફળોની વાડીમાંથી આપણે સારું ઉત્પન્ન મેળવીશું અથવા તો બીજી રીતે આપણને આર્થિક મદદ મળશે ત્યારે એવું બધું કરવાનો તમારો વિચાર હશે તો આપણે તે વખતે તે સંબંધી વિચાર કરીશું.

લિ.

સોમાભાઇની આશિષ.

## પત્ર ૪ થો

**દેવલાલી**, તા. ૪-૪-૩૮

**પ્રિય બાળકો,**

તમારા તરફથી પત્ર નથી તો લખશો. હું તમને પત્રો દ્વારા બાગ સંબંધી લખું છું તે તમને ગમે છે કે કેમ? સૌ મઝામાં તો છોને? કાંતવાનું કેવુંક ચાલે છે? ઝડપ વધતી જાય છે કે? બધું વિગતવાર લખશો.

### બાગનાં ઝાડ

ઝાડનો મુખ્ય ઉપયોગ તો તેની છાયામાં લોકો બેસી શકે, તેનાં ફળ પક્ષીઓ અને માણસો ખાઇ શકે, તથા તેનાં લાકડાં વગેરેનો ઉપયોગ કરી શકાય એ હોય છે. થોડાંક ઝાડ એવાં પણ હોય છે કે જેનાં ફૂલ બહુ જ સુગંધીવાળાં હોય છે, અને તેથી મુખ્યત્ત્વે ફૂલો માટે જ લોકો તેને બગીચામાં રોપે છે. આવાં ઝાડમાં બોરસલ્લી અથવા બકુલ અને સોનચંપો મને ઘણાં ગમે છે. બોરસલ્લીને નાજુક નાની નાની પાંખડીઓવાળાં સુંદર અને ઘણાં ફૂલ થાય છે, અને તે ફૂલોની સુગંધ ઘણા દિવસ સુધી જતી

નથી. એ ઝાડ ઘટાદાર થાય છે, અને તેથી સુશોભિત દેખાય છે. એ ઝાડ ધીમે ધીમે વધે છે, એટલે પાંચ સાત વરસ પછી તેને ફૂલ આવવા માંડે છે. છતાં આપણા બાગમાં એકાદ પણ બોરસલ્લીનું ઝાડ તો રોપવું જ એવો મારો મત છે.

બીજું એવું ઝાડ સોનચંપાનું છે. સોનચંપાનાં પીળાં ફૂલ મેં તમને બતાવ્યાં છે. એની સુગંધ કેવી સરસ હોય છે? મને એનાં ફૂલ પણ ખૂબ જ ગમે છે. એનાં ઝાડ ઘણાં ઊંચાં વધે છે, અને એકવાર ઝાડ મોટું થયા પછી બોરસલ્લીની પેઠે એ પણ વરસો સુધી ખૂબ ફૂલ આપ્યા કરે છે. ફક્ત શરૂઆતમાં પાંચ સાત વર્ષ એ ફૂલ નથી આપતું. પણ તેથી શું? કદાચ એને ફૂલ આવતાં થાય તે વખતે તમે આ શાળામાં ભણતા પણ નહિ હો; છતાં પણ જ્યારે જ્યારે તમે બગીચામાં આવશો ત્યારે ત્યારે તમે રોપેલાં અને ઉછેરેલાં એ ઝાડોને ફૂલો આપતાં જોઇ તમને આનંદ થશે. અને તમે બીજાને ગર્વથી કહેશો કે આ ઝાડો અમે રોપેલાં અને ઉછેરેલાં છે.

શરદી થાય છે ત્યારે ઘણા લોકો રૂમાલમાં એક દવાનાં ટીપાં નંખાવી તે રૂમાલ સૂંઘ્યા કરે છે. આ દવા તે યુકેલીપ્ટસ તેલ. એક જાતનું ઝાડ કે જે ખૂબ ઊંચું વધે છે તેનાં પાંદડાંમાંથી આ તેલ તૈયાર કરવામાં આવે છે. એ ઝાડનું નામ યુકેલીપ્ટસનું ઝાડ અને તેનાં પાંદડાં મસળીને સૂંઘી જોઇએ છીએ તો તેમાંથી પણ પેલી દવાના જેવી જ સુગંધ આવે છે. એ ઝાડ હવા શુદ્ધ કરે છે અને મચ્છરોનો નાશ કરે છે એમ કહેવાય છે.

શરૂનું ઝાડ શંકુ આકારમાં વધે છે, અને એનાં પાનનો આકાર જુદી જ જાતનો હોય છે એ બારે માસ લીલું રહે છે. આગ્રાના તાજમહાલમાં શરૂનાં ઝાડ છે. બીજા પણ ઘણા બગીચાઓમાં શરૂનાં ઝાડ હોય છે.

વડોદરાના બગીચાઓમાં આસોપાલવનાં કેટલાંક ઝાડને શંકુ આકારમાં કાતરેલાં છે. શોભાની ખાતર એમ કરવામાં આવે છે. આસોપાલવનાં પાન શુભ પ્રસંગે તોરણ બાંધવામાં વપરાય છે, એ તો તમો જાણો છો. એ ઝાડ પણ ઘણાં ઊંચાં વધે છે.

બગીચાના રસ્તાઓ ઉપર કેશીઆ, શિરીષ અને ગુલ-મહોર જેવાં ઝાડ રોપે છે. એ બધાં ઝાડો જલદી વધનારાં છે. ગુલમહોરને રાતાં અને કેશીઆને પીળાં અને ગુલાબી ખૂબ ફૂલો આવે છે, અને તે વખતે એ ઝાડો ખૂબ શોભા-યમાન દેખાય છે. જ્યારે એ ઝાડને ફૂલો આવેલાં હોય છે ત્યારે એ ઝાડો મને તો ખૂબ જ ગમે છે, એની ઘટા પણ સારી હોય છે.

જે સુખડ લોકો ચંદન ઘસવામાં વાપરે છે એનાં પણ ઝાડ થાય છે. એની ઘટા પણ સારી હોય છે, પણ સુખડનું ઝાડ ઘણા વરસનું થાય ત્યારે જ તેના લાકડામાંથી સુગંધ આવે છે.

ગરમાળાની લાકડી જેવી શીંગો તો તમે જોઈ જ હશે. નાનાં છોકરાંને અને નાજુકબાંધાની સ્ત્રીઓને એની શીંગોમાંના ગોળનો રેચ આપવામાં આવે છે. એ ઝાડ એ રીતે ઘણું ઉપયોગી તો છે જ. વળી તેનાં પાન બારે માસ લીલાં રહે છે. અને જ્યારે તેને પીળાં પીળાં ઝૂમખાબંધ ફૂલો આવે છે

ત્યારે તો તેની સુંદરતા ઘણી જ વધી જાય છે. મારો વિચાર છે કે એક બાજુના રસ્તાં ઉપર આપણે ગરમાળાનું ઝાડ પણ રોપીશું.

આ સિવાય કેવડાનાં ફૂલ કે જેમાં બહુ જ સરસ સુગંધ હોય છે. તેના પણ છોડ સામાન્ય ઉંચાઇનાં ઝાડ જેવા થાય છે. તેનાં પાન લાંબાં હોય છે અને પાનને કાંટા હોય છે.

પારિજાતક અથવા શાળી કે જેને સફેદ પાંખડીઓવાળાં અને કેસરી ડીટાંવાળાં સુગંધીદાર ફૂલ થાય છે તેનું પણ ઝાડ થાય છે. ચોમાશામાં શાળીના ઝાડને ઘણાં ફૂલ આવે છે, અને જ્યારે તે ફૂલ ઉઘડે છે ત્યારે સાંજે અને રાત્રે તેની નજીક જનારના મનને મીઠી સુગંધ આપી પ્રસન્ન કરે છે. સવારમાં એનાં ફૂલ ખરી પડે છે, અને થોડી વારમાં કરમાઈ જાય છે. એના સંબંધી નીચેની વાત લોકોમાં પ્રચલિત છે.

પારિજાતકનું ઝાડ પહેલાં સ્વર્ગમાં જ હતું, ત્યારે એનાં ફૂલ કદી કરમાતાં ન હતાં. એક વાર સ્વર્ગમાંથી શ્રીકૃષ્ણે એનું ફૂલ લાવીને પોતાની સ્ત્રી રુક્મિણીને આપ્યું. તેથી તેમની બીજી સ્ત્રી સત્યભામા રીસાયાં અને પોતાના પતિ પાસે એનો છોડ સ્વર્ગમાંથી મંગાવી પૃથ્વી પર પોતાના આંગણામાં રોપાવ્યો ત્યારથી એ ઝાડ મૃત્યુ લોકમાં આવ્યું. પરંતુ આ લોકમાં આવવાથી તેનાં ફુલ જે કદી કરમાતાં ન હતાં તે બહુ જલદી કરમાઇ જવા લાગ્યાં. એવો મોટો ફેર તેના ગુણમાં પડી ગયો એમ કહેવાય છે.

બગીચામાં લોકો બકમ લીમડા પણ રોપે છે એનાં પાન લીમડા જેવાં હોય છે. તે બહુ જલદી વધનારૂં ઝાડ છે. અને

તેને સુગંધીદાર ફૂલ આવે છે, ત્યારે તેની નજીક જતાં મીઠી વાસ આવે છે.

રાતી, ધોળી અને પીળી કરેણના છોડ પણ ઠીક ઠીક ઊંચા વધે છે. તેમાં રાતી અને ધોળી કરેણના ફૂલમાં મીઠી સુગંધ હોય છે. રાતી કરેણની એક જાતને તો ડબલ પાંદડીઓવાળાં ફૂલ થાય છે. એ ફૂલ દેખાવમાં સારાં લાગે છે. તેમાં સુગંધ પણ હોય છે અને તે છોડને ફૂલ પણ ઘણાં આવે છે.

અગથીઆનું ઝાડ પણ જલદી વધનારૂં છે એને ઘણાં ફૂલ આવે છે. આપણે ત્યાં ખેડા જિલ્લામાં એનાં ફૂલને ચકલીઓ કહે છે. એના ફૂલનો આકાર ચકલી જેવો હોય છે.

ધોળાં અને આછી સુગંધવાળાં ફૂલ થાય છે એવો એક ખડચંપાનો છોડ પણ બાગમાં હોય છે.

દવામાં ઉપયોગી થાય તેવા છોડ પણ બગીચામાં હોવા તો જોઇએ ને ! અરડુસી એ ઉધરસ ઉપર ખૂબ ઉપયોગી છે, એવા એવા છોડ પણ બાગમાં ઘણા લોકો વાવે છે, અને એમ કરવું એ સારું પણ છે.

આ પત્ર લાંબો થઇ ગયો છે. કેટલાંક ઝાડોની સામાન્ય હકીકત મેં તમને આ પત્રમાં જણાવી છે. હું ત્યાં આવીશ ત્યારે આપણે આ પૈકીનાં અથવા બીજાં કયાં અને કેટલાં ઝાડ રોપવાં છે તે અને તેને ક્યાં રોપવાં એ બધું નક્કી કરી દઇશું.

લિ.

સોમાભાઇની આશિષ.

# પત્ર ૫ મો

**દેવલાલી**, તા. ૫-૪-૩૮

**વહાલાં બાળકો,**

તમારો પત્ર મળ્યો. તમારા બધાની કાંતણની ઝડપ વધી છે એ જાણી હું રાજી થયો છું. વળી મારા પત્રોમાં તમને ખૂબ મજા પડે છે અને ઘણું નવું જાણવાનું મળે છે અને તમે બાગ બનાવવા અધીરા બની ગયા છો એ જાણીને પણ મને ખૂબ આનંદ થયો છે. મને ખાત્રી છે કે આજે તમે બાગ બનાવવાની વાતમાં જેટલો ઉત્સાહ ધરાવો છો તેટલો જ ઉત્સાહ તમારો કાયમ માટે ટકી રહેશે જ અને તેથી જે છોડ આપણે રોપીશું તેની તમે પૂરી કાળજી રાખશો અને બાગમાં કરવી જોઇતી મહેનત કાયમ કર્યા કરશો જ. આમ બનશે તો આપણા બધાની મહેનતથી આપણો બાગ સરસ થશે જ એ વાતમાં મને કશીએ શંકા નથી.

ગયા પત્રમાં મેં તમને ઝાડો વિષે લખ્યું હતું. આ પત્રમાં હું વેલો વિષે થોડુંક લખીશ.

વેલો ઘણી જાતની હોય છે. તે પૈકીની કેટલીક જલદી વધનારી, કેટલીક ઘણાં પાનવાળી હોવાથી ભરાવદાર દેખાવની, કેટલીક સુંદર ફૂલોવાળી અને કેટલીક સુગંધીદાર ફૂલોવાળી હોય છે. મને પોતાને સુગંધીદાર ફૂલો વધારે ગમે છે, એટલે તેવાં ફૂલવાળી કેટલીક વેલોનાં નામ અને તેની થોડીક હકીકત તમને આ પત્રમાં જણાવીશ.

મધુમાલતીની વેલને ઘણાં ફૂલ થાય છે. એનાં ફૂલમાં સુગંધ પણ હોય છે. મોગરો, જાઇ અને જૂઇની વેલો માંડવા ઉપર ચડાવાય છે. પીળા ગુલાબની પણ એવી જાત આવે છે કે તેને માંડવા ઉપર ચડાવી શકાયછે ચમેલી વગેરે બીજી પણ કેટલીક વેલોને સુગંધીદાર ફૂલ થાય છે.

આવતી દિવાળી ઉપર જ્યારે આપણે પ્રવાસે જઇશું, ત્યારે આપણે બગીચાઓ અને છોડ વેચનારાઓની નર્સરીઓ (બાલવૃક્ષ પાલનગૃહો) જોઇશું અને પાન, દેખાવ અને ફૂલો જોઇ આપણને પસંદ પડશે તેવી વેલો અને બીજા છોડો આપણા બાગ માટે લાવીશું.

તમે બધાં કુશળ હશો; અહીંઆં હું પણ આનંદમાં છું.

લિ.

**સોમાભાઇની આશિષ.**

---

# પત્ર ૬ ઠ્ઠો

**દેવલાલી**, તા. ૬-૪-૩૮

**વહાલાં બાળકો,**

ગયા બે પત્રોમાં મેં તમને બાગનાં ઝ ડોની તથા વેલોની થોડી થોડી હકીકત લખી છે. આ પત્રમાં હું બાગમાં રોપાતા ફૂલના, અને શોભાના બીજા છોડ સંબંધી લખું છું.

કેટલાક છોડ બારે માસ લીલા રહે છે, અને તેટલા ખાતર તેને બાગમાં રોપવામાં આવે છે. આવા છોડામાં પામ, ક્રોટન્સ અને ફર્ન મુખ્ય છે. આ ત્રણે શબ્દો અંગ્રેજી છે. પામનો અર્થ ગુજરાતી ભાષામાં તાડ થાય છે. તાડનાં ઊંચાં ઊંચાં ઝાડ થાય છે. પણ આ કંઇ એવાં ઝાડ નથી. આ પામ તો કુંડાંમાં રાખીને ટેબલ પર મૂકવા જેવા નાના, વળી તેનાથી મોટા, મોટાં કુંડાંમાં રોપી બાગમાં મૂકવા જેવા અને તેનાથી મોટા, બાગમાં રોપવા જેવા એમ જાતજાતના હોય છે. એ પૈકી કેટલાકનાં પાન નાળિયેરીને મળતાં અને કેટલાકનાં તાડને મળતાં હોય છે. શોભાની ખાતર બાગમાં તે રોપાય છે.

ક્રોટન્સ બારે માસ લીલાં રહે છે. ક્રોટન્સની કેટલીક જાતનાં પાન રંગિત હોય છે. કોઇ કોઇના પાનમાં રંગબેરંગી ભાત હોય છે. એને ફૂલ પણ આવે છે. પણ ફૂલો ખાતર નહિ પણ બારે માસ લીલાં રહે છે તેથી શોભા ખાતર તેને બાગમાં રોપવામાં આવે છે.

હંસરાજ (ફર્ન) એ શોભાની વનસ્પતિ છે. તે કુંડાંમાં અને ઠંડકમાં એટલે શીતગૃહ હોય તો ત્યાં રોપવામાં આવે છે. એનાં પાન આમલીની પેઠે વચ્ચેની સળીની બે બાજુએ હોય છે. એની પણ ઘણી જાતો હોય છે.

બાગમાં જોવામાં આવતા બે નવાઇ પમાડે એવા છોડમાં એકનું નામ રીસામણી અથવા લજામણી છે, અને બીજા છોડને આપણે ત્યાં વિલાયતી થોરીઓ કે પાનફૂટી કહે છે.

સદ્દગત શ્રી. જગદીશચંદ્ર બોઝ હિન્દના એક મહાન વિજ્ઞાનશાસ્ત્રી હતા. વનસ્પતિમાં પણ જીવ છે અને તેમને પણ લાગણીઓ થાય છે એ બધું પ્રયોગોદ્વારા તેમણે દુનિયાના લોકોને પ્રત્યક્ષ દેખાડી આપ્યું છે. યુરોપના દેશોમાં રીસામણીના છોડ ઉપર તેમણે પ્રયોગો કરી દેખાડેલા. એના નાના નાના છોડ થાય છે અને લગભગ જમીનની ઉપર પથરાએલા રહે છે. આમલીનાં પાનની જેમ જ એક સળીની બન્ને બાજુ તેનાં પણ નાનાં નાનાં પાન હોય છે. એ પાનને સહેજ અડવાથી સળીની બન્ને બાજુનાં પાન બીડાઇ જાય છે, ત્યારે કહે છે કે એ રીસાઈ ગઇ. કેટલાક એને લજામણી પણ કહે છે. એને સુંદર દેખાય તેવાં ફૂલ પણ આવે છે.

તમે જાણો છો કે કોઈ પણ જાતના નવા છોડ બીથી અથવા ડાળખાં રોપીને થાય છે. પાન રોપીને પાનમાંથી નવા છોડ ઉત્પન્ન થતા હોય તો તે નવાઇ ભરેલું ગણાય કે નહિ? મારી જાણમાં તો એવો એક જ છોડ છે કે જેનાં પાનમાંથી નવા છોડ ઉત્પન્ન થાય છે. આપણી તરફ તો એને વિલાયતી થોરીઓ કહે છે, એનાં પાન લંબગોળ હોય છે, અને તેની ચારે બાજુ ખાંચા ખાંચા હોય છે. આ પાનને ભોંય ઉપર મૂકી તેના ખાંચા ઉઘાડા રહે તેવી રીતે તેના વચ્ચેના ભાગ ઉપર માટી નાખી પાનને દબાવી તેના ઉપર પાણી રેડતા રહેવાથી પેલા ખાંચામાંથી નવા છોડ ફૂટે છે.

હવે હું ફૂલ છોડ ઉપર આવું છું. ફૂલના છોડ તો અનેક છે. એમાંના દરેકનું વર્ણન કરતાં તો પાનનાં પાન ભરાય. કાગળોદ્વારા તમે દરેક ફૂલછોડ સંબંધી થોડું પણ જાણવાની આશા રાશશો નહિ. હું જ્યારે ત્યાં આવીશ ત્યારે તમને જુદી જુદી જાતના ફૂલછોડ બાબતની હકીકતો મોંઢેથી કહીશ. ફૂલનાં અને શાકનાં બી વેચનારાઓ જાહેરાત માટે જે નાની નાની ચોપડીઓ કાઢે છે તેમાં દરેક જાતના ફૂલછોડ સંબંધીતે કઇ ઋતુમાં થાય છે, તેને કેટલા વખત પછી ફૂલ આવે છે, કેવા રંગનાં થાય છે, કઈ જાતની હવા તેને માફક આવે છે અને તેને કેવી રીતે વાવવાં એ બધું લખે છે, એ બધી માહિતી અંગ્રજીમાં હોય છે, તેમાંથી હું તમને હકી-કતો કહીશ. એવી ચોપડીઓમાં ફૂલોનાં રંગીત ચિત્રો પણ હોય છે. તે પણ હું તમને બતાવીશ. પછીથી આપણે આપણા

પ્રદેશમાં થતી જાતોનાં બી મેળવીને તે બધાને વાવી જોઈશું. નવી જાતના, જેને આપણે જોયા ન હોય તેવા, છોડ કેટલા દિવસમાં ઊગે છે, કેવી રીતે વધે છે અને એને કયારે, અને કેવાં ફૂલ અને કયાં સુધી ફૂલો આવે છે એ બધું આપણે જાણવું તો જોઇએ જ. એટલે આપણે એ છોડનું દરરોજ અવલોકન કરતા રહીશું અને નોંધ પણ રાખતા રહીશું.

વિલાયતી ફૂલો મોટે ભાગે સુગંધ વગરનાં હોય છે પણ શોભાની દૃષ્ટિએ એ અજોડ હોય છે. એ ફૂલોના રંગબેરંગી રંગ જોતાં આપણી આંખ ઠરે છે, અને એને જોતાં આંખો ધરાતી જ નથી. જયપુરના બાગમાં મેં આવા જાતજાતના ફૂલછોડ અનેક જાતનાં રંગબેરંગી ફૂલોવાળા પહેલવહેલા જોયા હતા, એની સ્મૃતિ મને આજે પણ થઇ આવે છે. અનેક જાતના રંગો કે જે કુદરતમાં જ જોઈ શકાય છે એ જોવા કોને ન ગમે?

કેટલાક છોડને શિયાળામાં, કેટલાકને ઉનાળામાં અને કેટલાકને ચોમાસામાં ફૂલ થાય છે. દરેક છોડને વાવવાના અને રોપવાના સમય પણ જુદા જુદા હોય છે. કાળજીપૂર્વક વિચાર કરીને જો આપણે છોડ રોપતા રહીએ તો આપણા બગીચામાં બારે માસ ફૂલો ખીલેલાં રહેશે જ. એવા બગીચામાં ફરવાની કેવી મઝા આવશે?

ડમરો, સેવતી અને પદ્દોપાંદડી જેવા કેટલાક છોડનાં

પાનમાં પણ સુગંધ હોય છે. તુલસી, ફૂદીનો, પીપરમીન્ટ અને દાભીયો ચા અથવા લીલી ચા એ બધાંનાં પાનમાં વાસ હોય છે અને તે પાન ઉપયોગમાં પણ આવે છે. વળી બ્રાહ્મી કે જે ભોંય પર પથરાય છે તેનાં પાન તો દવામાં વપરાય છે. મરેઠી કે અક્કલકરો પણ ઘણો ઉપયોગી છોડ છે. આવા આવા છોડ પણ બાગોમાં હોય છે.

હવે પછીના પત્રમાં હું તમને થોડાક ફૂલછોડ બાબત થોડુંક લખીશ.

લિ.

**સોમાભાઇની** આશિષ.

---

# પત્ર ૭મો

**દેવલાલી**, તા. ૭-૪-૩૮

**વહાલાં બાળકો,**

મને પોતાને તો સુગંધી ફૂલો વધારે ગમે છે, એટલે આ પત્રમાં પહેલાં તો હું સુગંધીવાળા ફૂલ છોડની વાતો લખું છું.

જેના ફૂલમાં શોભાયે હોય અને મીઠી સુગંધે ય હોય એવો છોડ તો ગુલાબનો. ગુલાબ ઘણી જાતના થાય છે. ગુલાબી, રાતાં, પીળાં અને ધોળાં ફૂલવાળા ગુલાબ થાય છે. ઘણાં ગુલાબનાં ફૂલોમાં સુગંધ નથી પણ હોતી. ગુલાબ સિવાયનો બગીચો અપૂર્ણ જ ગણાય એટલું બધું આજે ગુલાબને બાગોમાં સ્થાન મળ્યું છે. એનાં ફૂલોનું સૌન્દર્ય અને સુન્ગધને લઇને જ એને એ સ્થાન મળ્યું હોય એમ લાગે છે. બાકી એના છોડ કંઈ એટલા રૂપાળા નથી અને વળી તેની ઉપર ખૂબ તીણા કાંટા હોય છે. તે વાગે નહિ તેની સંભાળ રાખવી પડે છે. સૌન્દર્યમાં અજોડ એવાં ફૂલો એ કાંટાવાળા છોડને જ આવે છે. એ પણ કુદરતની એક અકળ કળા છે.

ડાળખીના કકડા રોપીને ગુલાબના છોડ થાય છે. છોડ ઉપર બીજી જાતના ગુલાબની આંખ ભરીને એક જાતમાંથી બીજી જાતના ગુલાબો બનાવી શકાય છે. આવી રીતે વનસ્પતિ શાસ્ત્રની દૃષ્ટિએ એક જ વર્ગના ઝાડોની આંખ એક બીજા ઉપર ચડાવવાથી જુદી જાતનાં ઝાડ નીપજાવી શકાય છે. આ વાત વનસ્પતિ સંવર્ધન સંબંધીની છે, અને ફળઝાડો સંબંધી લખતાં એ સંબંધી થોડીક હકીકતો હું તમને લખીશ. વળી એ સંબંધી વધારે વાત હું તમને રૂબરૂ કહીશ તથા તમને બધાંને આંખ ચડાવવાની કળા આવડે એ માટે જરૂરી ગોઠવણો આપણે કરીશું.

ફૂલોમાં ગુલાબ પછી બીજું સ્થાન હું મોગરાને આપું છું.

મીઠી સુગંધી બટમોગરાની
રૂડી રસીલી ઋતુ ગ્રીષ્મ જાણી.

આ કવિતા તમે ભણી ગયા છો. ગ્રીષ્મની સખત ગરમીના દિવસોમાં મોગરાનાં ફૂલોની મીઠી સુગંધ કેટલો આનંદ આપે છે? મોગરાની પણ ઘણી જાતો થાય છે; એકવડી પાંખડીના મોગરાના વેલા ચાલે છે અને વધારે પાંખડીઓના ફૂલવાળા મોગરાને બટમોગરો કહે છે. બટમોગરાના છોડ થાય છે. બટમોગરામાં પણ એક જાત તો એવી થાય છે કે તેને ગુલાબના નાના ફૂલ જેવડાં ઘણી પાંખડીઓવાળાં ફૂલ આવે છે.

સુગંધીદાર ફૂલોમાં એક બીજો છોડ પણ છે કે જે મને ખૂબ ગમે છે. તે છોડનું નામ રાતની રાણી છે. વર્ષમાં ઘણી વાર એને ઝૂમખાંમાં ઘણાં ફૂલ આવે છે. એનાં ફૂલ ઘણાં નાનાં હોય છે. એક ડાંડલી અને તેને છેડે નાની નાજુક ડાંડલીમાંથી જ ફૂટેલી પાંખડીઓ. ફૂલ તો નાનું હોય છે. પણ એની સુગંધ તો ગજબ છે. આંગણામાં એક છોડ હોય તો રાતે તેની સુગંધ મકાનમાં આવ્યા કરે છે. એનાં ફૂલો રાતે જ ઉઘડે છે, અને રાતે જ તેમાંથી સુગંધ આવે છે. દિવસે એ ફૂલોમાંથી બિલકુલ વાસ આવતી નથી.

એક બીજો છોડ દિવસના રાજા નામનો પણ છે. તેને પણ સુગંધીદાર ફૂલો આવે છે, અને તે દિવસના આવે છે. મેં એ છોડ જોયો નથી. તેને જોવાની મને જિજ્ઞાસા તો ઘણી છે. આવતા પ્રવાસમાં આપણે એ છોડ પણ જોઈશું.

જાઇ અને જૂઇનાં ફૂલ પણ સુગંધીદાર હોય છે. તેમાંએ જૂઇનાં ફૂલ નાજુક હોય છે, અને મને તેનો આકાર બહુ ગમે છે. જાઇના કરતાં તેનાં ફૂલોમાં સુગંધ પણ કંઈક વધારે હોય છે.

ગુલદાવળી જેને મરાઠીમાં સેવતી કહે છે અને અંગ્રેજીમાં ક્રીન્સેન્થેમમ કહે છે તેને પણ ધોળાં જાંબુડીઆં અને પીળાં બહુ શોભીતાં તેમજ સુગંધવાળાં ફૂલ આવે છે.

આ સિવાય મને ગુલછડીનાં ફૂલની સુગંધ પણ ગમે છે. ગુલછડીના છોડ કુંડામાં પણ ઉછેરી શકાય છે. તેના કંદ

રોપવાથી તે ફૂટે છે અને છોડની વચ્ચેથી એક ડાંડલો નીકળે છે. તેની ઉપર ધોળાં ફૂલ આવે છે. રાત્રે એ ફૂલો ખીલે છે અને તેની વાસ બહુ મધુરી હોય છે. તેમાં પણ એકલ પાંખડીઓવાળાં ફૂલની અને બેવડી પાંખડીઓવાળાં ફૂલની એમ બે જાતો હોય છે. અંગ્રેજીમાં એને Tube Rose (ટયુબ રોઝ) કહે છે.

આપણી તરફ દરેક ગામડાના લોકો હજારીનાં ફૂલને તો ઓળખે છે. એનાં ફૂલમાં પણ સુગંધ હોય છે. એમાં સોનેરી, ફરફરીઆ અને ગોટા અને તેમાં પણ ગાઢા પીળા, આછા પીળા અને બીજા રંગનાં ફૂલ થાય એવી ઘણી જાતો હોય છે. આ છોડ પણ બાગમાં રોપવા જેવા છે. ગાઢા પીળા રંગનાં ફૂલ મને બહુ ગમે છે. એના ગોટા ખૂબ મોટા થાય છે, અને એની શોભા પણ સારી હોય છે. કાઠિયાવાડમાં એને ગલગોટા અને અંગ્રેજીમાં મેરીગોલ્ડ કહે છે.

ચમરી કે જેના થડમાં રંગબેરંગી ફૂલો બેસે છે તે તથા ઝીનીઆ વગેરે ચોમાસામાં રોપાતા ફૂલના છોડ છે. સૂર્યમુખીનો છોડ પણ મને ગમે છે. સૂર્યમુખીની બે જાતો હોય છે. તે પૈકી એક જાતને નાનાં અને ઘણાં ફૂલ આવે છે, અને બીજી જાતને સામાન્ય રીતે ટોચે ખૂબ મોટું એક જ ફૂલ આવે છે. સૂર્યમુખી ચોમાસામાં અને ઉનાળામાં થાય છે.

એક બીજી જાતના છોડ કે જેને આપણા લોકો ગલગોટા કહે છે તેને ધોળાં અને ગુલાબી ગોળ બટન જેવાં ફૂલ આવે છે. તેની પાંખડીઓ જો નાકને અડાડીએ તો ખૂંચે છે. એમાં

સુગંધ તો જરાએ નથી હોતી, પણ તેનો આકાર અને ગુલાબી રંગ મને ખૂબ ગમે છે. એના છોડ ચોમાસામાં બહુ સહેલાઈથી થાય છે અને એને ઘણાં બધાં ફૂલ આવે છે. અંગ્રેજીમાં તેને બટન ફ્લાવર કહે છે.

બારમાસી (ચંદની) તો તમો સૌએ જોઇ જ છે. બારે માસ લીલો રહેતો અને ફૂલો આપતો એ છોડ છે. તેને ધોળાં અને ગુલાબી એવાં બે જાતનાં ફૂલો થાય છે. આપણી બાજુ એને ચંદની કહે છે. કાઠિયાવાડમાં એને ટીકડી કહે છે. ટીકડી જેવાં ગોળ ફૂલ હોવાથી તો તેને ટીકડી નહિ કહેતા હોય? ચંદનીને ઘણાં ફૂલ આવે છે. એક ક્યારામાં બબ્બે ફૂટને અંતરે એક સફેદ અને એક રંગિત ફૂલવાળી બારમાસીના છોડ રોપ્યા તો પછીથી જ્યારે એ છોડ મોટા થાય છે અને તેને ખૂબ ફૂલ આવે છે ત્યારે ચાંદની રાતમાં એ કયારો બહુ સરસ શોભે છે.

બાગના છોડમાં કેના જેને આપણા તરફ સિપાઈ કહે છે તેનો તો ઉલ્લેખ જ કરવો રહી ગયો. કેના બારે માસ લીલા રહે છે. સીધા વધે છે અને જાત જાતનાં રંગનાં છાંટણાંવાળાં મોટાં મોટાં સુગંધ વગરનાં ફૂલ તેની ઉપર આવે છે. તે છોડ સિપાઈની જેમ સીધા ખડા રહે છે, તેથી તેને સિપાઈનું નામ આપ્યું હશે એમ લાગે છે.

લિ.

**સોમાભાઇની આશિષ.**

---

# પત્ર ૮મો

**દેવલાલી**, તા. ૮-૪-૩૮

**પ્રિય બાલમિત્રો,**

તમારો પત્ર મળ્યો. ફૂલના બાગ વિષે વધારે જાણવાની અને ફૂલનો બાગ બનાવવાની તીવ્ર ઉત્કંઠા મારા પત્રોએ તમારામાં ઉત્પન્ન કરી છે એમ તમારા પત્ર ઉપરથી જાણીને મને આનંદ થયો છે. હવે હું ફળ બાગ વિષે લખવાનો છું.

ફળાહાર એ ઉત્તમ આહાર છે. આપણા આહારમાં ફળાહારને સ્થાન આપવું જરૂરી છે. દરેક માણસે ઠીક ઠીક પ્રમાણમાં દરરોજ ફળ ખાવાં જોઇએ. પ્રાચીન કાળમાં આપણા ઋષિમુનિઓ મુખ્યત્વે ફળાહાર ઉપર જ જીવન નિભાવતા. આજે યુરોપ અમેરિકામાં લોકો ઠીક ઠીક પ્રમાણમાં ફળો ખાય છે. આપણા લોકોમાં ફળો ખાવાનો પ્રચાર ઓછો છે. ગરીબાઇ, ફળોની મોંઘવારી અને અછત વગેરે તેનાં કારણો છે. આપણા પ્રાન્તની જમીન સારી છે. અહીં ઘણી જાતનાં ફળ ઉછરી શકે એમ છે; પરંતુ ફળઝાડની ખેતી ઉપર

આપણા લોકોનું લક્ષ હજુ બરાબર ખેંચાયું નથી. એટલે ગુજરાતમાં ફળો પૂરતા પ્રમાણમાં નીપજતાં નથી. તેથી જ ફળો મોંઘાં છે, અને પ્રજા ગરીબ છે એટલે મોંઘાં ફળો ખરીદીને ન ખાઈ શકે એ સ્વાભાવિક છે. વળી ફળાહારનું મહત્ત્વ પણ મોટે ભાગે લોકો જાણતા નથી. એટલે લોકો ફળાહારના ફાયદા સમજે એ માટે પણ પ્રચાર કરવો જરૂરી છે. આપણા લેકોએ ફળઝાડ ઉછેર તરફ ખાસ ધ્યાન આપવા જેવું છે. વરસાદનો પણ ઘણો આધાર ઝાડો ઉપર છે. આજે ઝાડો કપાય છે તો ઘણાં પણ પ્રમાણમાં નવાં રોપાય છે ઓછાં. આ પ્રથા જો ચાલુ રહે તો જતે દિવસે વરસાદ ઘણો ઓછો થઇ જાય. એ કારણે પણ લોકોએ ખૂબ પ્રમાણમાં ઝાડો ઉછેરવા તરફ ખાસ ધ્યાન આપવું જોઇએ. અને જો આપણે ઝાડો ઉછેરવાં જ હોય તો પછી ફળઝાડ અને બીજાં ઠીક ઠીક ઉપયોગી ઝાડો જ વધારે પ્રમાણમાં શું કામ ના ઉછેરીએ ?

## આબોહવા

જમીન અને આબોહવા પ્રમાણે જુદા જુદા દેશમાં જુદી જુદી જાતનાં ફળઝાડો ઉછરી શકે છે, અને ફળ આપે છે. કાશ્મીર જેવા ઠંડા મુલકમાં થતાં ફળઝાડો અને ગરમ પ્રદેશ-માં થતાં ફળઝાડો અહીં સામાન્ય રીતે નથી થતાં, અને કોઇ, કોઇ જાતનાં ઝાડ કદાચ મહેનત કરી ઉછેરે તો પણ તેને જોઇએ તેવાં અને તેટલાં ફળો નથી આવતાં વૈજ્ઞાનિકો ધારે તો ઉષ્ણ અને શીત કટિબંધમાં થનારાં ફળ ઝાડો

આપણા પ્રાન્તમાં થાય અને ફળ પણ આપે એમ કરી શકે. બીજા દેશોમાં આવા પ્રયોગો થયા છે. મિચૂરીન નામના એક રશિયન વૈજ્ઞાનિકે ગરમ પ્રદેશમાં થતાં ફળઝાડો સાઈબીરિઆ જેવા અતિશય ઠંડા મુલકમાં થાય અને ફળ આપે એવું કર્યું છે.

આજે ગુજરાતમાં નીચેનાં ફળઝાડો જોવામાં આવે છે:—

કેળ, પપૈયા, આંબા, મોસંબી, દ્રાક્ષ, નાળીએરી, જાંબુડો, રાયણ, બીલી, કોઠી, બોરડી, દાડમડી, જામફળી, ચીકુ, લીંબુ, કમરખ, બીજોરાં, સીતાફળી, આમળાં, પપનસ, ફણસ, વગેરે વગેરે. અહીં સફરજન, વગેરે ફળો નથી થતાં. કેટલાંક નવાં ફળઝાડ અહીં થઈ શકે એવાં પણ હશે. છતાં આપણો તે દિશામાં પ્રયત્ન નહિ જેવો જ છે. શ્રીમંતો અને રાજામહારાજાઓ તથા સરકાર તરફથી નવી નવી જાતનાં ગુજરાતમાં ન થતાં ફળઝાડો ઉછેરવાનો પ્રયત્ન કરવામાં આવે તો ઘણાં નવી જાતનાં ફળઝાડો ગુજરાતમાં થઈ શકે એમ હું માનું છું.

## જમીનના પ્રકાર

જે જમીનમાં ચોમાસામાં પાણી બિલકુલ ભરાઇ રહેતું ન હોય એવી ગોરાડુ અને તેમાં પણ રેતવી નહિ પણ બેસર જમીન ફળઝાડને અનુકૂળ આવે છે. દરિયા કિનારાની નજીકમાં થોડાક માઇલો સુધીની જમીનમાં નાળીએરીઓ સારી થાય છે કારણ કે દરિયાની હવા તે ઝાડને વધારે માફક આવે છે.

જે જમીનમાં ચોમાસામાં પાણી ભરાઇ રહેતું હોય તેવી જમીનમાં ફળઝાડ સારાં થતાં નથી ડ્રેઇનેજ અથવા કાંસ કરીને આવી જમીનોમાં પણ ફળઝાડ ઉછેરનારા પડ્યા છે, પણ તે તો તે વિષયના જાણકારો અને ખૂબ ખર્ચ કરી શકે એવા માણસોનું કામ છે. સામાન્ય માણસોનું એ કામ નથી.

ફળઝાડ રોપ્યા બાદ વરસો સુધી તેની દેખરેખ રાખીએ, પાણી પાઇએ, ખાતર આપીએ ત્યારે તેનાં ફળ ખાવા પામીએ. એટલે ફળઝાડ રોપવામાં ધીરજવાળા માણસનું કામ છે. વળી શરૂઆતમાં જો આપણે એકલાં ફળઝાડ જ કરીએ તો શરૂઆતમાં જ આપણે કેટલાક રૂપિઆનું ખર્ચ તેને ઉછેરવા માટે પાણી વગેરેનું કરવું પડે. પરંતુ કેળ અને પપૈયા જેવા ફળના છોડની વચ્ચે જ ફળઝાડ રોપીએ તો એક વર્ષથી દોઢ વર્ષની અંદર જ કેળાં અને પપૈયા વેચવા જેવાં થઇ જાય અને તેનું ઉત્પન્ન આવ્યા કરે. વળી પાણી પણ ફળઝાડોને સાથે સાથે મળ્યા કરે તેથી એને અંગે કંઇ ખર્ચ પણ ના થાય. વળી પપૈયા કે કેળોની અંદર પણ અમુક શાકભાજી કરીએ તો પાણીના ખર્ચ જેટલું ઉત્પન્ન તો એ શાકભાજીમાંથી પણ નીકળે અને પપૈયા અને કેળો બહુ જૂજ ખર્ચે ઉછરી જાય.

અનનસ, દ્રાક્ષ, કેળાં અને પપૈયા સંબંધી હું તમને, હવે પછી લખીશ.

સામાન્ય રીતે રાયણ, કોઠી, બીલી, આમલી વગેરેનાં ઝાડ આપણા ખેતરોમાં હોય છે. કોઠાંમાં કેટલીક કોઠીનાં કોઠાં બીજી સામાન્ય કોઠીઓ કરતાં સરસ, મોટાં

અને મીઠાં હોય છે. બીલીમાં પણ એમ જ હોય છે. કેટલીક રાયણનાં રાયણાં પણ મોટાં અને ખૂબ મીઠાં હોય છે. જામ્બુ તો પારસજામ્બુ અને દેશી જામ્બુ એમ બે જાતનાં છે. તેમાં પારસજામ્બુમાં પાછી નાના બીઆવાળાં જામ્બુની પણ એક જાત હોય છે. આમળીમાં પણ મોટાં આમળાંવાળી આમળીઓ થાય છે. આવી સારી જાતનાં ફળ થાય તેવાં ઉપર વર્ણવેલાં ફળઝાડ પૈકીનાં એકાદ બબ્બે ઝાડ આપણી વાડીમાં હોય તો સારુંને? તમે શું માનો છો? આવાં કેટલાંક ઝાડ વાડથી થોડે દૂર રોપી શકાય. એ સિવાય મીઠા સરગવા અને વાંસને પણ વાડ નજીક રોપ્યા હોય તો સારું. સરગવામાં બારે માસ શીંગો થાય તેવી જાત પણ આવે છે. એની શીંગોનું શાક થાય છે. વાંસ પણ પોલા અને જેની લાકડીઓ થાય છે તેવા નક્કર એમ બે જાતના હોય છે. એ પણ વાડમાં રોપ્યા હોય તો અમુક ઉત્પન્ન આપ્યા જ કરે. ઉછરી ગયા પછી એને પાણી પાવાની જરૂર નથી પડતી.

આ સિવાય વાડીની ચારે બાજુ જો મોટાં ઘોડ આવે એવી સારી જાતના એરંડા ઉછેરીએ તો થોડી જ મહેનતે દિવેલીનું પણ ઉત્પન્ન મળે.

શેતુર કે જેનાં પાન ખવરાવી રેશમના કીડા ઉછેરવામાં આવે છે તે પણ વાડમાં થાય તેવું ઝાડ છે. શેતુરની પણ ત્રણ મુખ્ય જાતો છે. એક જાતના શેતુરને સફેદ અને મીઠાં ફળ થાય છે. બીજી જાતનાને ખટ મધુરાં અને ત્રીજી જાતનાને રંગે તો કાળા જેવાં પણમીઠાં ફળ થાય છે.

ગડગુંદાનાં ઝાડ થાય છે, તેને ગડગુંદાં થાય છે. તેનું અથાણું અને શાક થાય છે. તે ઝાડ પણ વાડમાં થાય તેવું છે. એને પણ ખાસ માવજતની જરૂર પડતી નથી. ઉમરડા કે જેને ઉમરડાં થાય છે તે ઝાડ પણ વાડમાં થાય તેવું છે.

સફરજન અને નાસપાતિ ઠંડા મુલકમાં થાય છે એટલે આપણે ત્યાં તે થાય નહિ. બીજાં કેટલાંક જરદાલુ જેવાનાં ઝાડ ઉષ્ણ પ્રદેશોમાં થાય છે. તેજાનાનાં ઝાડો પણ ઉષ્ણ પ્રદેશમાં થાય છે, તેથી તે આપણે ત્યાં સારાં થતાં નથી, અને તેવાં ઝાડ કદાપી ઉછરે છે તો ફળતાં નથી.

અમુક અમુક ઝાડોને અમુક જાતની જ હવા માફક આવે છે. ખજૂરી અરબસ્તાનના પ્રદેશમાં સારી થાય છે. નાળિયેરી જો કે આપણે ત્યાં થાય છે ખરી, પણ તેને દરિયા કિનારાની હવા વધારે માફક આવે છે. સોપારીનું પણ તેમજ છે. બાકી સોપારીનાં ઝાડ શોભામાં બહુ સરસ હોય છે. મને તો એ ઝાડ બહુ ગમે છે, અને મારો મત એવો છે કે આપણે એક બે સોપારીનાં ઝાડ પણ ઉછેરવાનો પ્રયત્ન તો કરવો જ.

ફણુસને પણ સુરત જિલ્લાની જમીન ઘણી માફક આવે છે. આપણે પણ એકાદ ફણુસ ઉછેરી જોવા પ્રયત્ન કરીશું. આપણે જે બાગ બનાવવાના છીએ તે નર્યું ઉત્પન્ન મેળવવા ખાતર નહિ પણ તે દ્વારા આપણને જુદાં જુદાં ઝાડો જોવાનાં મળે, તેનું અવલોકન કરવાનું મળે અને વળી કોઈ નવાં ઝાડ આપણે ત્યાં થઇ શકે તેવાં હોય તો તેને ઉછેરી જોવાય. આમ અનેક દૃષ્ટિએ આપણે બાગ બનાવવાનું નક્કી કર્યું હોવાથી નવી નવી જાતનાં પણ એકાદ બે ઝાડ તો આપણે

અનુભવીઓની સલાહ લઇને રોપીને ઉછેરવાનો પૂરો પ્રયત્ન કરવો એવો મારો વિચાર છે.

ગ્રેપફ્રુટ એ નવી જાતનું ઝાડ છે. પરદેશમાં એના ફળનો ઉપયોગ લોકો સારા પ્રમાણમાં કરે છે. એ લીંબુની જાતનું ઝાડ છે. આપણે એના પણ બે ચાર છોડ રોપી જોઇશું.

એવું જ બીજું નવી જાતનું ઝાડ મેન્ગોસ્ટીન છે. એને પણ સારાં ફળ આવે છે.

ગુલાબજામ્બુ અને લીચી એ બધાંનાં ફળ આપણે તો ચાખ્યાં પણ નથી. એ જાતોના પણ એકાદ બે છોડ આપણે રોપીશું.

સંત્રાં અથવા નારંગી આપણે ત્યાં નાગપુર તરફની નારંગીના જેવી બહુ સારી થતી નથી, છતાં જાતે અનુભવ કરી જોવા ખાતર એના પણ થોડા છોડ આપણે રોપીશું.

રામફળ અને મામાફળ એ સીતાફળીની જાતનાં ઝાડ છે એના પણ એકાદ બબ્બે છોડ રોપી જોઇશું.

આ સિવાય કમરખની બે જાતો છે. એકને ખાટાં ને બીજીને મીઠાં ફળ થાય છે. એના પણ એકેક બબ્બે છોડ આપણે રોપીશું.

આપણે ત્યાં જેની બહોળા પાયા ઉપર ખેતી થતી નથી તેવાં ઝાડ મેં આ પત્રમાં જણાવી દીધાં છે. ફળઝાડ સંબંધી વધારે હું હવે પછીના બીજા પત્રોમાં લખીશ.

લિ.

**સોમાભાઇની આશિષ.**

# પત્ર ૯મો

**દેવલાલી**, તા. ૯–૪–૩૮

**વહાલાં બાળકો,**

મે માસમાં હું ત્યાં આવીશ ત્યારે આપણે પહેલાં તો કઇ કઇ જાતનાં કેટલાં કેટલાં ફળઝાડ રોપવાં છે તે નક્કી કરી દઇશું. પછીથી આપણે જે જમીન ફળઝાડ રોપવા માટે ઠરાવીશું તેમાં કઇ જગ્યાએ કયું ઝાડ રોપવું એ પણ નક્કી કરી દેવું પડશે. ત્યાર બાદ આપણે ખાડા ખોદીને તેની માટી બહાર કાઢી નાખીશું.

જે ઝાડનાં મૂળ ઊંડાં જાય તેવાં હોય છે અને જે ઝાડ બહુ ઉંચાં વધે એવાં છે તેને માટે ૪'×૪'×૪' એટલે ૪ ફૂટ લાંબા, ૪ ફૂટ પહોળા અને ૪ ફૂટ ઊંડા ખાડા કરીશું. તેથી નાનાં ઝાડને માટે ૩'×૩'×૩' ફૂટના અને તે સિવાયનાં બીજાં ઝાડને માટે ૨'×૨'×૨'ના ખાડા કરીશું. આવા ખાડાને થોડા દહાડા તપવા દીધા પછી દરેક ખાડાની અંદર કચરો નાખીને કચરાને તે ખાડામાં બાળીશું. ત્યાર બાદ ખાડાની નીચે હાડકાંનો ભૂકો શેર ૧૦ નાખીશું. પછીથી સડેલું છાણીઉં ખાતર, તલાવડાની માટી અને ખાડામાંથી નીકળેલી માટી (ઘાસની

ગાંઠો વીણી કાઢી ચોખ્ખી કરેલી) તથા ૧૦ રતલ હાડકાંનો ભૂકો એ બધું સેળભેળ કરીને તેનાથી ખાડા ભરી દઈશું.

દેશી આંબા ૪૫ ફૂટને અંતરે, જામફળી ૨૫ ફૂટને, દાડમડી અને લીંબોઇ ૨૦ ફૂટને અને પપૈયા ૮ ફૂટને, એમ જુદા જુદા અંતરે જુદી જુદી જાતનાં ઝાડો રોપાય છે, કે જેથી ઝાડો વધે ત્યારે બહુ ખીચોખીચ ના થઇ જાય. ઝાડો નજીક નજીક રોપ્યાં હોય તો તે મોટાં થાય છે ત્યારે તેને પૂરતો સૂર્યનો પ્રકાશ નથી મળતો, અને તેથી ફળ ઓછાં થાય છે. ઝાડ કેટલા અંતરે રોપવાં એનો આધાર ઝાડની જાત ઉપર હોય છે. ઝાડ કેટલે દૂર રોપવાં તેનાં જુદી જુદી ચોપડીઓમાં જુદાં જુદાં માપ હોય છે. પરંતુ મારા મત મુજબ બે થી પાંચ ફૂટ જેટલુંય વધારે અંતર રાખવું સલાહભરેલું છે, કારણકે ઝાડ સારાં વધે તો અંતર ઓછું પડે અને તે વખતે અંતર વધારી શકાય નહિ. જ્યારે વધારે અંતર રાખવાથી થોડાં ઝાડ ઓછાં રોપાય પણ વચમાંની જમીનમાં બીજા પાક કરીને તે જમીનનો તો આપણે ઉપયોગ કરી શકીએ એમ હોવાથી ઝાડ થોડાં ઓછાં રોપાય તેનાથી ખાસ ગેરલાભ કશો નથી.

વરસાદ સારી રીતે વરસે અને ખાડાની માટી વચ્ચે પોલી ન રહેતાં બરાબર બેસી જાય ત્યાર બાદ ખાડામાં છોડ રોપવા. રોપતી વખતે તેની આજુબાજુ પોચું ન રહે તે રીતે દબાવીને, ખાડામાં બહુ ઊંડા ના રોપાય અને સીધા રહે તે રીતે છોડ રોપવા જોઇએ. બહુ પાતળાં થડવાળા નમી જાય તેવા છોડને ટેકો આપી સીધા રાખવા જોઇએ.

રોપ્યા બાદ થોડા દિવસ ચોટતા સુધી તેને જો વરસાદ ન પડતો હોય તો પાણી આપવું જોઇએ. ચોટ્યા બાદ તેની આજુબાજુની જમીન ઘાસ નીંદી ચોખ્ખી અને ગોડ કરી અંદર હવા જાય તેવી પોચી રાખવી જોઇએ. દર વર્ષે તેને ખાતર આપવું જોઇએ, અને જોઇતું પાણી આપવું જોઇએ. ઉધઈ વગેરે ના આવે તે જોતા રહેવું જોઇએ. ઉંદરો નીચે દર ના કરે તેનો પણ ખ્યાલ રાખવો જોઇએ. ઉનાળામાં તાપથી અને શિયાળામાં હીમ પડે તો તે વખતે તેને રક્ષણ મળે તે માટે તેની આસપાસ ખરસાણી જેવા છોડનાં સજ્જડ વાડોલીઆં કરી દેવાં જોઇએ. આટલી કાળજી લેવાથી સામાન્ય રીતે તો છોડ ઉછરી જશે. છતાં કોઇ છોડ ઉપર કોઈ ખાસ રોગ જણાય તો તેનો ઉપાય લેવો જોઇએ. મતલબ કે દરેક ઝાડને વારંવાર તપાસતા રહેવું.

કેટલાક લોકો ધરૂ કરીને, કલમો કરીને તથા આંખ ચડાવીને છોડ તૈયાર કરી તે વેચે છે. આવા માણસો પૈકીનામાંથી વિશ્વાસપાત્ર માણસ પાસેથી નજરે જોઇને જ છોડ ખરીદવા જોઇએ. હું છોડ લાવીશ ત્યારે તમને કયા છોડ સારા ગણાય અને શાથી સારા ગણાય એ બધું પ્રત્યક્ષ છોડ બતાવીને સમજાવીશ. કલમો કેવી રીતે કરવી, આંખો કેવી રીતે ચડાવવી, ગુટીથી નવા છોડ કેમ ઉત્પન્ન કરવા, દાબથી અને કકડા રોપીને નવા છોડ કેવી રીતે ઉત્પન્ન થાય છે અને કયા કયા છોડ ઉપર આંખો ભરાય છે તે બધા સંબંધી થોડીક હકીકત હવે પછી લખીશ.

બાગમાંના છોડ જંગલી જાનવરો અને રખડતાં ઢોર કરડી ખાય નહિ એમાટે બાગની આજુબાજુ મજબુત વાડ હોવી જોઇએ.

આપણે ત્યાં નીચેનાં ફળઝાડની ખેતી થાય છે. કેરી, જામફળ, દાડમ, બોર, લીંબુ અને મોસંબી. આ સિવાય પપનસ, બીજોરી, ચીકુ, અંજીર અને નાળિયેર પણ બાગમાં રોપાય છે. એ બધા સંબંધી હવે પછીના પત્રમાં લખીશ.

લિ.

**સોમાભાઇની** આશિષ.

---

# પત્ર ૧૦ મો

**દેવલાલી**, તા. ૧૦-૪-૩૮

**વહાલાં બાળકો,**

ફળોમાં આપણે પહેલે વરસે પહેલાંના પત્રોમાં જણાવેલાં પૈકીનાં અકેક કે બબ્બે અને એ સિવાય અનુભવ કરી જોવા માટે રોપી જોવાનું કાજુ જેવાનું એકાદ ઝાડ ઉપરાન્ત નીચેનાં ઝાડો રોપીશું. નાળિયેરીના ૫, ચીકુના ૫, ૫પનસના ૫, બીજોરીના ૨ અને અંજીરના, કલમી બોરના, અને લીંબુના એ દરેકના ૨૫ તથા સીતાફળીના ૫૦ છોડ રોપીશું. તે ઉપરાન્ત અર્ધા એકરમાં જામફળી, અર્ધા એકરમાં દાડમડી, અર્ધા એકરમાં મોસંબી, અર્ધા એકરમાં કેળ અને આંબા અને અર્ધા એકરમાં પપૈયા રોપીશું. આમાં આશરે સાડાત્રણ એકર જમીન જશે તે સિવાય ફૂલ બાગની અર્ધો એકર જમીન જતાં કુલ ૪ એકર જમીન જશે. બાકીની બે એકર પૈકી અર્ધા એકરમાં ઘિલોડી, પા એકરમાં પરવળ અને પા એકરમાં દ્રાક્ષ, દૂધી, ગલકી, પંડોળાં વગેરેના વેલા ચડાવવા માટે માંડવા કરીશું. બાકીના અર્ધા એકરમાં શેરડી કરીશું અને અર્ધો

એકર પરચુરણ વાવેતર માટે રહેશે. બધી શાકભાજી ફળઝાડોની વચ્ચે વચ્ચે કરીશું. એટલે તેમાંથી આપણને કેટલોક ખર્ચ મળી રહેશે અને આપણાં ફળઝાડ ઉછરી જશે. હવે જે ઝાડો રોપવા બાબત મેં આ પત્રમાં લખ્યું છે તે સંબંધી થોડું થોડું લખું છું.

## કેળ

કેળની ઘણી જાતો થાય છે. તેમાં કેટલીક જાતો ઊંચી વધે છે, જ્યારે કેટલીક નીચી રહે છે. વળી દરેકનાં કેળાંના આકાર પણ જુદા જુદા હોય છે. આ પૈકી ખાસડીઆ જાતની કેળો ખૂબ મોટી થાય છે અને તેને મોટાં અને વધારે ફળ થાય છે. પણ તે જાતનાં કેળાં બીજાં કેળાંના કરતાં મીઠાશમાં ઓછાં હોય છે. એ જાતનાં કેળાંને શાક વગેરેમાં ઘણા લોકો વાપરે છે. એક જાતનાં કેળાંની છાલ લાલ રંગની હોય છે. તેમાં મીઠાશ વધારે હોય છે. બીજા એક જાતનાં કેળાંને એલચી કેળાં કહે છે. એ કેળાંની લૂમમાં ઘણાં અને નાનાં કેળાં હોય છે. આ બધી જાતોના પાંચ પાંચ છોડ આપણે રોપીશું. બાકી તો આપણે બટકી કેળો જે બહુ ઊંચી થતી નથી અને જેને એક મણ વજન જેટલાં કેળાંની લૂમ આવે છે તે કેળો રોપીશું. કલમી અને દેશી આંબા આપણે કેળો ભેગા રોપવા છે કેળોની ઠંડકને લીધે આંબા ઉછરી જશે. કેળોને આઠ આઠ ફૂટને અંતરે રોપવામાં આવે છે. કેળને માટે બબ્બે ફૂટ ઊંડા ખાડા ખોદી ખાતર માટીથી ભરી તેમાં કેળો વૈશાખ માસમાં રોપીશું.

## આંબા

આંબાની ઘણી જાતો હોય છે. આપણા ગામમાં આંબા તો ઘણા છે પરંતુ તેમાંથી સ્વાદની દૃષ્ટિએ સારાં ફળવાળા, મોટાં ફળવાળા અને નાના ગોટલાવાળા એવા ગુણવાળા આંબા બહુ ઓછા માલમ પડશે. આપણે ત્યાં તો જે આંબા છે તે પૈકી કેટલાકની કેરી પાકે તો પણ ખાટી રહે એવી, તો કેટલાકને તદ્દન નાની, કેટલાકને મોટો ગોટલો અને રસ ઓછો હોય એવી, તો કેટલાકને પાકયા પછી જલદી બગડી કે કહોવાઇ જાય એવી કેરીઓ થાય છે. કેટલાક આંબાની કેરીઓમાં તો રૂંવાંટાં (રૂંગટાં) ઘણાં જ હોય છે. ગોટલો નાનો હોય, સ્વાદમાં મીઠી અને સરસ વાસવાળી હોય, વળી પાકયા પછી લાંબો વખત ટકે તેવી હોય અને રૂંવાંટાં ના હોય એવી કેરી સારી ગણાય. જે કેરી વેડયા પછી ૨૦ દિવસ સુધીમાં બગડે નહિ એવી કેરી પરદેશ ચડી શકે છે. અને તેનો ભાવ સારો આવે છે. સારી જાતની કેરીનો ગોટલો વાવીએ તો તેનાથી મૂળ ફળ હતું તેવાં જ ફળ આપતો આંબો થાય જ એવું હોતું નથી. તેટલા માટે જે જાતનું ફળ આપણને પસંદ હોય તે જ જાતનાં ફળ આપે એવા આંબાની વાડી કરવી હોય તો તેવા આંબાની કલમો રોપવી જોઈએ. સારી જાતના આંબાની પણ ઘણી જાતો આવે છે તેમાં હાફુસ, પાયરી, લંગડો, વગેરે જાતો પ્રખ્યાત છે. વિશ્વાસપાત્ર સ્થળેથી, આપણે આપણા જિલ્લામાં કલમી આંબા રોપનારનો અનુભવ પૂછીને અમુક જ જાતો ખરીદીશું. એક જાતના આંબાની કાચી કેરીમાં બીલકુલ ખટાશ હોતી નથી તે જાતના આંબાને કાચો મીઠો કહે છે.

## ચીકુ

ચીકુનાં તો મોટાં ઝાડ થાય છે અને એક એક ઝાડને સેંકડો ફળ બેસે છે. એ ઝાડ થાય છે પણ ઘટાદાર. પરંતુ એ ઝાડ ધીમે વધનારૂં છે અને બીમાંથી કરેલો છોડ હોય તો દસથી પંદર વર્ષ પછી ફળે છે. કલમો રોપવાથી ત્રણ ચાર વર્ષ પછી ફળ મળતાં થાય છે. ચીકુમાં એક જાત એવી થાય છે કે તેને પા પા રતલનાં મોટાં ફળ આવે છે. ચીકુની કલમો રાયણ કે મહુડા ઉપર થઈ શકે છે. વનસ્પતિના વર્ગ મુજબ ચીકુ, રાયણ અને મહુડો એક જ વર્ગનાં હોવાથી રાયણ કે મહુડાના છોડ ઉપર ચીકુની કલમો ચડાવાય છે.

## લીંબુ

વનસ્પતિશાસ્ત્રમાં લીંબુ અને તેની જાતનાં ઝાડોને સાઇટ્રસ જાતનાં ઝાડો કહે છે. પપનસ, ગ્રેપફ્રૂટ, મોસંબી, બીજોરાં, નારંગી, મીઠાં લીંબુ વગેરે પૈકીમાંથી ગમે તેનો છોડ હોય તેની સાથે બીજી ઉપરના પૈકીની કોઇ પણ જાતના ઝાડની કલમ અથવા આંખો ચડાવી શકાય છે. આ જાતનાં ઝાડોને આંખો ચડાવવાનું સરળ હોવાથી નવા છોડો ઘણું કરીને આંખો ભરીને તૈયાર કરવામાં આવે છે.

પપનસનાં ફળ મોટાં થાય છે. તે સહેજ ખટ મધુરાં લાગે છે. પણ તે ફળ ગુણકારી છે. બીજોરાં તો દવાના ઉપયોગમાં આવે છે. બીજોરાંનો પાક પણ બને છે. પેટના

દરદોમાં, વધેલી બરોળમાં વગેરેમાં બીજોરાંના કકડા કરી સિંધવ સાથે ખાવાથી ફાયદો થાય છે.

આજકાલ મોસંબી તો જરૂરી ચીજ જેવી થઇ પડી છે. જો કોઇને તાવ આવ્યો કે બીજી બીમારી થઈ તો ડાકટરો મોસંબી ખાવાનું સૂચવે છે. મોસંબી બીજી રીતે પણ ખાવા માટે સારું ફળ છે.

ખાટાં લીંબુ અથાણા તરીકે અને સરબત બનાવવામાં વપરાય છે. એના બીજા પણ ઉપયોગ થાય છે, અને તેની ખપત સારી હોય છે કમોસમમાં એના ફળનો ભાવ સારો હોય છે. લીંબુનો ઉપયોગ ખોરાકની ચીજો સાથે કરવા જેવો છે. શરીરની તંદુરસ્તી માટે એ સારાં છે.

## પપૈયા

પપૈયાનાં ફળ તો તમે ખાધાં જ છે. પપૈયામાં દેશી, વોશીંગ્ટન, મધુબિન્દુ વગેરે જાતો આવે છે, તેમાં મધુબિન્દુ જાતના પપૈયા બહુ મીઠા હોય છે, વળી તેના છોડને બહુ નીચેથી ફળ બેસે છે. આપણે એ જાતના છોડ રોપીશું.

## દાડમ

દાડમમાં એક જાતને ખાટાં દાડમ થાય છે. બીજી એક જાતને કઠણ બી વાળાં લક્કડીઆ દાડમ થાય છે. ધોળકાનાં, મસ્કતી વગેરે દાડમો સારાં હોય છે. આપણે તો સારી જાતની જ દાડમડીઓ રોપીશું. છોડ રોપવામાં હમેશાં સારી જ જાતના છોડ રોપવાની ખાસ કાળજી રાખવી.

## જામફળ

જામફળમાં જે જાતનાં જામફળમાં બી ઓછાં હોય, અને ફળ સ્વાદમાં મીઠાં હોય તે જાત સારી ગણાય. ધોળકાનાં જામફળ સારાં હોય છે. પણ અલહાબાદી જામફળ વધારે મીઠાં, મોટાં અને સારાં થાય છે. એક જાતનાં જામફળમાં બીલકુલ બી હોતાં નથી. આ જાતને બી વગરનાં જામફળ કહે છે એનાં ફળ પણ મીઠાશમાં ઘણાં સારાં હોય છે.

## બોર

દેશી બોરડીને કાપી નાખીએ તો એના થડમાથી કેટલાક ફણગા ફૂટે છે. એમાંથી એક સારો ફણગો રહેવા દઈ તેની ઉપર જેઠ માસે કાશીબોરની આંખ ચડાવવાથી કાશીબોર થાય છે. આપણે મીઠી અને ઓછા સડાવાળી જાતોની બોરડીઓ ઉછેરીશું.

## સીતાફળ

સારા સીતાફળનાં બીને વાવી છોડ થોડા મોટા થયા પછી તેને રોપવા. ત્યારબાદ સારૂં ખાતર પાણી કરવાથી સીતાફળ સારાં થાય છે. વળી સીતાફળીને ઉનાળામાં પાણી પાવામાં આવે તો ચોમાસાની શરૂઆતમાં સીતાફળ થાય છે.

જુદાં જુદાં ફળઝાડોની ખાસિયતો અને તેની ખાસ માવજત, એને ફળ આવવાની ઋતુઓ કઇ કઇ છે, તેને ક્યારે પાણી આપવું જોઇએ, કયા ફળઝાડને કઇ ઋતુમાં

પાણી બંધ કરીને આરામ આપવો જોઇએ, ખાતર ક્યારે આપવું, કઈ ઋતુનો પાક લેવો, તથા કોઈ કોઇ ઝાડને નડતા ખાસ ઉપદ્રવો અને તેના ઉપાયો એ બધું આપણે જાણવું જોઇએ. એ બધા સંબંધી કેટલીક હકીક્તો હું તમને મોંઢામોંઢ કહીશ, અને કેટલીક હકીકતો તો તમે બગીચામાં કામ કરતાં કરતાં જાણશો.

અનનસના પણ છોડ થાય છે. તેના મુખ્ય છોડની બાજુમાંથી પીલા ફૂટે છે તે રોપાય છે ને ફળની ઉપરનો ભાગ પણ રોપાય છે. રોપ્યા બાદ બારથી પંદર માસમાં તેને ફળ આવે છે. એના પણ થોડાક છોડ આપણે રોપી જોઇશું. કારણ કે આપણા તરફ તે થતાં નથી, અને તમારામાંના ઘણાએ એને જોયું કે ખાધું પણ નહિ હોય.

ફળઝાડની ખેતીને અંગે બીજી કેટલીક હકીક્તો સંબંધી તમને થોડુંક લખવા જેવું છે. ફળઝાડને દરેક વરસે ચોમાસાની ઋતુમાં ખાતર નાખવું જ જોઇએ. ફળઝાડને કેવું અને કેવી રીતે ખાતર નાખવું તે સંબંધી મારા લખેલા ખાતરોની માહિતી નામના પુસ્તકમાં મેં વિગતવાર લખ્યું છે આપણે ત્યાં ફળો દિવસે દિવસે કદમાં નાનાં થતાં જાય છે તેનું કારણ જમીનમાંથી તેને પુરતું પોષણ મળતું નથી એ છે. માટે ખાતર તો દર વરસે દરેક ફળઝાડને નાખવું જરૂરી છે.

ફળઝાડની ખેતીના આવક ખર્ચના હિસાબો તમારે

રાખવા પડશે. વળી જ્યાં જ્યાં ફળો વેચાઇ શકે તેમ હોય ત્યાં ત્યાં સ્થાનિક ન વેચાતાં ફળ, વેચવા મોકલવાં જોઈએ. આ બધું કામ તમારે કરવું પડશે એટલે એ બધાં કામથી પણ તમે જાણીતા થઇ જશો.

ફળઝાડનો પ્રચાર ગામડાંમાં વધે તે માટે આપણે લોકોને તેના છોડ મફત અગર ઓછી કિંમતે આપીએ તો સારૂ. આમ કરવું હોય તો આપણે ધરૂ કરી છોડ ઉછેરવા જોઇએ. આ વરસે નહિ તો આવતે વરસે આપણે કેટલાંક ફળઝાડનાં બીનું ધરૂ નાખીશું. વળી કલમો ચઢાવવા માટે કે આંખો ભરવા માટે જે મૂળ છોડ જોઇએ તે માટે પણ આપણે ધરૂ કરી છોડ ઉછેરવા પડશે. જે શાક ધરૂ કર્યા પછી રોપાય છે તે બધાંને માટે પણ ધરૂવાડિયાની જગ્યા તો જોઇએ જ. ધરૂ-વાડિયાં કેવી રીતે કરવાં એ હું તમને પ્રત્યક્ષ બતાવીશ અને એ સંબંધી ઘણી હકીકતો તે સમયે કહીશ.

એક બીજી વાત પણ મહત્વની છે કેટલાંક જીવજંતુઓ તથા પશુ પક્ષીઓ છોડને અને ફળને ખરાબ કરે છે. આ જીવ-જંતુઓની ઉત્પત્તિ, વૃદ્ધિ અને નાશ શી રીતે થાય છે તે બધુ તમારે જાણવું જોઇએ આ માટે તમારે પશુપક્ષીઓને ઓળ-ખવાં પડશે અને તેમના ખોરાક અને ખાસિયતો સંબંધી જાણવું પડશે અને જીવજંતુઓના જીવનનો અભ્યાસ કરવો પડશે. ઘણી જાતનાં પતંગિયાં ઇંડાં મૂકે છે; તેમાંથી કીડા થાય છે તે છોડને નુકશાન કરે છે. તે કીડા અમુક દિવસો પછી કોશેટા

બાંધીને પડી રહે છે અને તેમાંથી પાછાં પતંગિયાં થાય છે. તમે બધાંએ કાતરા તો જોયા જ છે. તે કાતરા કોશેટા બાંધીને આખું વર્ષ જમીનમાં પડી રહે છે અને વરસાદ પડે ત્યારે જો હવામાન અનુકૂળ હોય છે તો તેમાંથી પતંગિયાં થઇને જથાબંધ ઇંડાં મૂકે છે અને તેમાંથી બહાર આવી કાતરા થાય છે અને તે પાકનો નાશ કરે છે. આવાં આવાં તો ઘણાં જીવજંતુ છે તે બધાનું નિરીક્ષણ તમારે કરવું પડશે. તેમની જીવન લીલાનો અભ્યાસ કરવામાં તમને ઘણી મઝા આવશે. ટુંકામાં એટલું જ કે આ બાગકામ ઉપયોગી તો છે જ અને વળી તેમાં ખૂબ મઝા પડે એવું છે. હાલ તો એ જ.

લિ.

**સોમાભાઇની આશિષ.**



# પત્ર ૧૧ મો

**દેવલાલી**, તા. ૧૧-૪-૩૮

**વહાલાં બાળકો,**

વનસ્પતિ સંવર્ધન કેટલી રીતે થાય છે તેનો નિર્દેષ મેં પહેલાંના એક પત્રમાં કર્યો છે. આ પત્રમાં હું તે સંબંધીની કેટલીક હકીકત લખું છું.

મોટે ભાગે નવા છોડ કે ઝાડ બીમાંથી થાય છે. આ સિવાય ઘણા છોડ કે ઝાડનાં ડાળખાં રોપવાથી તે મૂળ નાખે છે અને તેમાંથી છોડ કે ઝાડ થાય છે. વડ કે પીપળનાં ડાળ રોપવાથી તેમાંથી ઝાડ થાય છે તે તમે જાણો છો. મોગરો, રાતની રાણી, ગુલાબ, અંજીર વગેરેની ડાળખીઓ રોપવાથી તેને મૂળ ફૂટે છે અને નવા છોડ થાય છે. ગુલાબ, મોગરો વગેરે છોડને બી થતાં નથી. એટલે એના નવા છોડ તો ડાળખીઓના કકડા રોપીને જ કરવામાં આવે છે. પાન-માંથી નવા છોડ ઉત્પન્ન થાય તેવા એક છોડની વાત મેં તમને પહેલાં લખી છે.

થડમાંથી ફૂટતી ડાળીઓને જમીનમાં દબાવવાથી એકાદ માસમાં તે મૂળ નાખે છે. મૂળ નાખ્યા બાદ તે

ડાળીને થડની સાથેથી કાપીને જુદી પાડ્યા બાદ પેલા છોડને બીજે સ્થળે રોપી શકાય છે. આ રીતે મોગરો, દાડમ વગેરે ઘણા છોડની દાબ કલમ કરીને નવા છોડ પેદા કરી શકાય છે.

જો ડાળીઓ જમીનને અડેલી ન હોય તો તે ડાળીની ઉપર ગુટી બંધાય છે. અને પછીથી મૂળ નાખ્યા બાદ તે ડાળીને ત્યાંથી જુદી પાડી બીજે રોપી દેવાય છે. આ ગુટી કેમ બાંધવી તે હું તમને પ્રત્યક્ષ દેખાડીશ, એટલે તમને તે સહેલાઇથી આવડી જશે.

કેળ જેવા કેટલાક છોડને બાજુમાં પીલા ફૂટે છે, તે બીજે રોપવાના કામમાં આવે છે.

આ સિવાય કલમ કરીને પણ નવા છોડ મેળવવામાં આવે છે. સારી જાતના છોડ મેળવવા માટે હલકી જાતના છોડની સાથે સારી જાતના છોડની ડાળીની કલમ બાંધી સારી જાતના છોડ તૈયાર કરવામાં આવે છે.

આપણે આંબાની કલમો કરવી હોય તો સહુ પહેલાં તો આપણે આંબાના ગોટલા વાવી આંબા ઉગાડવા જોઇએ પછી તેનું થડ આંગળી જેટલું જાડું થાય ત્યારે તેને કુંડામાં લઇ લેવા જોઇએ, પછીથી તે કુંડાને જે છોડ ઉપરથી કલમ ઉતારવી હોય ત્યાં લઇ જઇ, તે છોડના થડના જેટલી જાડાઇ-વાળી કુમળી ડાળીને એક બાજુથી થોડી છોલી અને કુંડાના છોડના થડને થોડું છોલી બંનેને વચ્ચે પોલાણ ન રહે તેવી રીતે સખત બાંધી દે છે. બે માસમાં બન્ને સાંધા

મળી જાય ત્યાર બાદ ચાર વખત થઇને કલમવાળી ડાળીને થોડે થોડે કાપી લે છે એટલે કુંડામાં કલમી છોડ તૈયાર થઈ જાય છે. કુંડાના છોડને પાણી પાતા રહેવું પડે છે. આ ક્રિયા બહુ અઘરો નથી અને પ્રત્યક્ષ જોશો અને મહાવરો કરશો એટલે તમને કલમો બાંધતાં તો આવડી જશે જ એવી મારી ખાત્રી છે.

થડની છાલમાં ચીરો પાડી તેમાં બીજાની છાલની આંખ બેસાડીને પણ કાશીબોર, મોસંબી વગેરેના છોડ તૈયાર કરવામાં આવે છે. આ ક્રિયા પણ અઘરી નથી, અને તમને પ્રત્યક્ષ બતાવવાથી તમે તે જરૂર શીખી જશો. ત્યારબાદ આપણા ગામમાંની સીમમાંની ઘણી બધી બોરડીઓ ઉપર કાશીબોરની આંખો ચડાવી તમે તેને કાશીબોરડીઓ બનાવી દેજો. આંખ ચડાવ્યા બાદ, છોડ આંખ સિવાય બીજે કયાંયથી ફૂટે તો તે ફૂટ કાઢી નાખવી જોઈએ.

કલમી છોડમાં પણ કલમ સિવાયના મૂળ છોડ ફૂટે તો તે ફૂટ કાઢી નાખવી જોઇએ. કલમી ઝાડો રોપીએ તો આનું ખાસ ધ્યાન રાખવું જોઇએ. નહિ તો મૂળ છોડ ફૂટે તો કલમને કે આંખને વધવા માટે અવકાશ મળે નહિ અને કેટલીક વખત કલમ સૂકાઈ જાય, અથવા મૂળ છોડ જ ફૂટીને વધી જાય તો સારી જાતનાં નહિ પણ મૂળ છોડ જે જાતનો હોય તે જ જાતનાં ફળ મળે. દાખલા તરીકે લિંબોઈના છોડ ઉપર મોસંબીની આંખ ચડાવેલો છોડ આપણે રોપીએ અને તે છોડ થડમાંથી ફૂટે અને તે ફૂટ જો રહેવા દીધી

હોય તો તે ડાળીએ લીંબુ જ થાય; પણ આંખમાંથી જે ફૂટ થઇ હોય તે જ ફૂટની ડાળખીને ફળ આવે તો જ મોસંબીનાં ફળ આવે.

કેટલાંક ફળઝાડને નવી ફૂટ થાય તેણે જ ફળ બેસે છે. આવા ઝાડની ડાળીઓની ફળ આવ્યા બાદ છાંટણી કરવાથી વધારે ફળ આવે છે. જામફળ, અંજીર એવાં ઝાડને છાંટણી કરવાથી ફળ વધારે થાય છે. વળી જમીનથી ઊંચે ડાળાં ફૂટે અને જમીન સાથે ડાળીઓ પથરાઇ જાય નહિ તે માટે પણ અમુક નીચેની ડાળીઓ કાપવી પડે છે. અંગ્રેજીમાં આ ક્રિયાને પ્રુનિંગ કહે છે. લીંબોઈ, આંબા કે ચીકુ જેવાં કેટલાંક ઝાડને પ્રુનિંગ કરવાથી લાભને બદલે નુકશાન થાય છે. એટલે કયા ઝાડને પ્રુનિંગ કરવું અને કયા ઝાડને ન કરવું એ બધું તમારે વિગતવાર જાણવું જોઇએ અને બાગમાં હું જે જે ક્રિયાઓ કરું અથવા કરવાનું કહું તેનાં કારણો તમે પૂછીને અથવા વિચારીને જાણી લેશો તો તમને અનુભવ સાથેનું વ્યવહારિક જ્ઞાન મળશે, દ્રાક્ષને તો જો પ્રુનિંગ ના કરીએ તો ફળ જ બેસે નહિ.

ફળઝાડ સંબંધી તમને સામાન્ય હકીકત મેં જણાવી દીધી છે. હવે પછીના પત્રોમાં હું શાકભાજીની ખેતી વિષે લખીશ.

કેમ, સૌ મઝામાં તો છો ને ? હું તો અહીંઆં ખૂબ આનંદમાં છું. અહીંનાં હવા પાણી સરસ છે. અહીં તાપ ઓછો પડે છે, અને ચોમાસામાં વરસાદ પણ ખૂબ ઓછો

૮થી ૧૦ ઈંચ જેટલો જ પડે છે. દમના અને ક્ષયના દરદીઓ અહીં હવાફેર માટે આવે છે. તેમને રહેવા માટેનાં આરોગ્ય ભુવનો અહીં છે. અહીં અંગ્રેજ સિપાઇઓની લશ્કરી છાવણી પણ છે. મુંબઇથી પૈસાવાળા કેટલાક લોકો રવિવાર અને તહેવારના દિવસો ગાળવા અહીં આવે છે. અહીંથી આઠ માઇલ દૂર નાસિક છે. આવતી કાલે નાસિક જવાનો છું. નાસિકથી ત્ર્યંબક ૧૮ માઇલ દૂર છે, અને નાસિકથી મોટરમાં ત્યાં જવાય છે. નાસિકથી ત્ર્યંબક જઇ આવી બે દિવસમાં પાછો અહીં આવી જઈશ.

લિ.

**સોમાભાઇની આશિષ.**



## પત્ર ૧૨ મો

નાસિક, તા. ૧૨-૪-૩૮

**વહાલાં બાળકો,**

આજે હું અહીં નાસિક આવ્યો છું. આ પહેલાં હું નાસિક બે વખત આવ્યો હતો. અહીંનાં હવાપાણી પણ સરસ છે. ટપાલની પોસ્ટની ટીકીટો, સ્ટેમ્પના કાગળો વગેરે છાપવાનું પ્રેસ વગેરે અહીં છે. અહીં જેલ પણ છે. ગોદાવરી નદીના તીર પર નાસિક આવેલું છે, અને તે યાત્રાનું ધામ છે. ૧૨ વરસે સિંહસ્થના વર્ષમાં અહીં મોટો મેળો ભરાય છે. ઉત્તર હિન્દુસ્તાનમાં જેમ ગંગા નદી પવિત્ર મનાય છે તેમ દક્ષિણ હિન્દમાં ગોદાવરી નદી પવિત્ર મનાય છે. અહીં ઘણા મંદિરો છે, તેમાં કાલારામનું શ્રીરામચન્દ્રજીનું મંદિર સૌથી પ્રખ્યાત છે.

અહીંથી ચારેક માઈલ દૂર ગોદાવરી નદીમાં એક ધોધ પડે છે. શહેરથી એકાદ માઇલ દૂર પંચવટી નામની જગ્યા ગોદાવરી નદીને તીરે આવેલી છે ત્યાં શ્રીરામચન્દ્રજી સીતાજી સાથે વનવાસના સમય દરમ્યાન રહ્યા હતા એમ કહેવાય છે. એ જગ્યાએ ગોદાવરી સાથે બીજી નદીનો સંગમ થાય છે. પહેલીવાર જ્યારે હું નાસિક આવ્યો ત્યારે ચોમાસું હતું. તે વખતે તે સ્થળ મને ઘણું ગમ્યું હતું. આજે પણ એ જગ્યાએ જઈ આવવાનો તો છું જ. નાસિકમાં દ્રાક્ષની વાડીઓ ઘણી છે.

આ પત્રો તમને ગમે છે કે નહિ? ના ગમતા હોય તો મને લખી જણાવજો, એટલે હું એ લખવાના બંધ કરીશ.

શાકભાજીના સંબંધી હું આવતા પત્રથી લખીશ. આ પત્રમાં આપણે જે બીજા કેટલાક પાક કરવા ધારીએ છીએ તે પૈકીના ત્રણ સંબંધી થોડુંક લખીશ.

શેરડીનું નામ સાંભળતાં જ તમારા મોંમાં પાણી આવતું હશે. શેરડીના સાંઠા ખાવાનું કોને નથી ગમતું? એટલે આપણે થોડી પણ શેરડી તો કરવી જ એવો મારો મત છે. છતાં આ તો તમારો બાગ છે. તમે ના કહેશો તો તેનું વાવેતર કરવાનો હું આગ્રહ નહિ જ રાખું.

સામાન્ય રીતે શેરડી વૈશાખ માસની શરૂઆતમાં રોપાય છે. આપણે ત્યાં પહેલાં તો લાલ શેરડી થતી. તે શેરડી ગળપણની દૃષ્ટિએ સારી હતી. મારા મત પ્રમાણે ખાવા માટેની સૌથી સારી શેરડી તો સુરત જિલ્લામાં થતી ખજુરી શેરડી છે. એની પીરાઇઓ ટુંકી ટુંકી હોય છે. રંગે ધોળી હોવાથી એને લોકો ધોળી શેરડી પણ કહે છે. એ સહેલાઇથી છોલાય એવી પોચી અને સ્વાદમાં ખૂબ ગળી હોય છે. આપણે ત્યાં એ જાત અખતરા તરીકે આપણે થોડી રોપી તો જોવી જ છે. બાકી લાલ જાતની શેરડી પણ આપણે કરીશું. હમણાં હમણાં આપણે ત્યાં બીજી બીજી જાતની શેરડી રોપાવા માંડી છે. એમાંની ઘણી જાતો ખાવા માટે સારી નથી હોતી. વળી કેટલાકની ગાંઠો તો ખારી હોય છે, અને એની છોય તો વાંસ જેવી કઠણ હોય છે. એમાં પણ કેટલીક

જાતો ગળપણમાં સારી હોય છે. એવી જાતોના આપણે ૨૫ ૨૫ કકડા રોપી જોઇશું. અનુભવ પછી બીજે વરસે આપણે કઇ કઈ જાતો રોપવી એ નક્કી કરીશું.

જમીનને ખાતર નાખી, પાણી પાઈ, ખેડાવી, એમાં શરીઆં કાઢી, ફરીથી પાણી પાઇને, તેમાં શેરડી રોપવામાં આવે છે. શેરડીને ઉગ્યા પછી પાણી પૂરતું પાવું પડે છે. વળી ચાસ વચ્ચેની જમીન નીંદીને સાફ રાખવી જોઇએ. કેટલાક લોકો વચ્ચેની જમીનમાં ગવાર વાવે છે, અને શેરડી મોટી થાય ત્યારે તેને ઉપાડી વચમાંની જમીનમાં દબાવી દે છે, આમ કરવાથી તેનું ખાતર થાય છે. શેરડી શિયાળામાં તૈયાર થાય છે.

## મગફળી

મગફળી ચોમાસામાં વવાય છે. મગફળી કાચી કે શેકીને છોકરાં ખાય છે. લીલી મગફળીનો ઓળો બળાય છે. તે ઘણો સારો લાગે છે. મગફળીની પણ ઘણી જાતો હોય છે. આપણે તો થોડી મગફળી કરવી છે એટલે બે ત્રણ જાતની મગફળી એક એક ગુંઠા જમીનમાં કરીશું, એટલે દરેકનું ઉત્પન્ન કેટલું આવે છે તેની સરખામણી કરી શકાય.

## મકાઇ

દૂધીઆ મકાઇ શેકીને ઉના ઉના ખાવાની મીઠાશ કંઈ ઓરજ હોય છે. મકાઇના દાણા લાલ અને ધોળા એમ બે રંગના હોય છે. ધોળા દાણાની મકાઇના ડોડા શેકીને ખાવા માટે સારા છે. એમાં વધારે મીઠાશ હોય છે.

અમેરિકાની મકાઇના દાણા રાતા હોય છે, પણ તેના દાણા ઘણા મોટા હોય છે. મકાઇની પણ દરેક જાત આપણે કરી જોઇશું. પાંચ ગુંઠામાં આપણે મકાઇ કરીશું. •મકાઇ ચોમાસામાં અને ઉનાળામાં બેય ઋતુમાં થાય છે. ઘાસચારા માટે પણ મકાઇ વવાય છે. જો વરસાદ પહેલાં એકાદ માસે મકાઇને પાણી પાઇને વાવી હોય તો વહેલા મકાઇ થાય છે. મકાઇનાં પાન રાતડીઆના જેવાં થાય છે, અને તેના થડને પીરાઇઓ હોય છે. એક એક પીરાઇની સાથે પાન હોય છે, અને ત્યાંથી મકાઇ ડોડા નીકળે છે. છોડ પૂરો વધી રહે છે ત્યારે તેની ઉપર એક પીંછડું આવે છે, અને ત્યારબાદ પીરાઇઓ આગળથી મકાઈ ડોડા દેખાવા માંડે છે. તે મોટા થાય છે ત્યારે તેમાં દાણા બંધાય છે. ખાવા માટેના મકાઇ, દાણા પાકી જાય તે પહેલાં દૂધીઆ દાણા હોય ત્યારે તોડી લેવા જોઇએ. એક છોડને એકથી પાંચ સુધી ડોડા થાય છે. બટાટા જેવી ચીજો ભોંયમાં થાય છે અને બધી જાતનાં અનાજને દાણાનાં ડુંડાં ટોચે આવે છે, પણ મકાઇના છોડને વચ્ચે વચ્ચે ડોડા આવે છે. એ એની એક વિશેષતા છે. મકાઈના છોડને ઉગતાં ખીસકોલીઓ કાતરી ન નાખે તે ખાસ સાચવવું જોઇએ.

આવતી કાલે ત્ર્યંબક જઇ આવીશ. સૌની કુશળતાના સમાચાર લખશો.

લિ.

**સોમાભાઇની આશિષ.**

———

## પત્ર ૧૩ મો

ત્ર્યંબક, તા. ૧૩-૪-૩૮

**વહાલાં બાળકો,**

ત્ર્યંબક મોટું શહેર નથી પણ એક ગામડું છે. અહીંઆં ત્ર્યંબકેશ્વર મહાદેવનું મંદિર છે. અહીંઆં દર વરસે શ્રાવણ માસમાં ઘણા જાત્રાળુઓ આવે છે. સિંહસ્થના વરસે તો અહીં ઘણા જ માણસો આવે છે. ગામની પાસે જ એક પર્વત છે. તે ઉપર ચડવા માટે પગથિયાં બનાવેલાં છે. આ પર્વતમાંથી જ ગોદાવરી નદી નીકળે છે. અહીંઆં ખૂબ વરસાદ પડે છે. અહીંથી ૨૬ જ માઇલ દૂર દેવલાલીમાં વરસમાં આઠ દશ ઇંચ વરસાદ અને અહીં ૮૦થી ૧૦૦ ઇંચ વરસાદ થાય છે. દેવલાલીથી મુંબઈ તરફ થોડા માઇલ ઉપર ઇગતપુરીમાં પણ ૧૦૦ ઇંચ જેટલો વરસાદ પડે છે. વચ્ચે દેવલાલી અને નાસિકમાં જ વરસાદ ઓછો પડે છે. આટલી ત્ર્યંબકની હકીકત લખ્યા પછી હવે હું આ પત્રમાં શાકભાજી સંબંધી સામાન્ય હકીકત લખીશ.

કેટલાંક શાકભાજી અમુક ખાસ ઋતુમાં જ થાય છે. સામાન્ય રીતે જે શાકભાજી ચોમાસામાં થાય તે ઉન્હાળામાં પણ થાય છે. દરેક શાક સામાન્ય રીતે લોકો કઇ ઋતુમાં અને કયા મહીનામાં વાવે છે તે જાણવું જોઇએ. વળી કેટલાંક શાકને ખાસ પ્રયત્ન કરીને જો બીજી ઋતુમાં તૈયાર કર્યાં હોય તો તેનો ભાવ સારો આવે છે. એ દૃષ્ટિએ આપણે

કેટલાંક શાકને બજારમાં અછત હોય ત્યારે વેચી શકાય એ રીતે ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરી જોઈશું.

કાળી અને પાણી ભરાઇ રહે એવી જમીન સામાન્ય રીતે શાકભાજીને માફક આવતી નથી. ગોરાડું બેસર જમીન જેમાં વરસાદનું પાણી ભરાઈ ના રહે એવી જમીન શાકભાજી વાવવા માટે સારી છે.

શાકભાજીની ઉપર ખાતરની અસર થાય છે, માટે જોઈતું ખાતર નાખવું જોઇએ. વળી કેટલાંક શાકને અમુક ખાતર ખાસ માફક આવે છે. ખાતરનો ઉપયોગ શો અને ખાતર તરીકે કઈ કઇ ચીજો વપરાય છે તે બધું આ પત્રોમાં હું લખવા માગતો નથી. એ સંબંધીની હકીકતો મારા લખેલા ખાતરોની માહિતી નામના પુસ્તકમાં છે. તમો તે પુસ્તક આપણા પુસ્તકાલયમાંથી લઇ જઇને જરૂર વાંચી જજો. વળી જ્યારે જ્યારે આપણે જુદાં જુદાં ખાતરો વાપરીશું ત્યારે ત્યારે તે શાથી વાપર્યાં તે અને તેના સંબંધીની બીજી હકીકતો હું તમને કહીશ. ખેતી કરનારને ખેતી સંબંધીનું અને ખાતર સંબંધીનું જ્ઞાન તો હોવું જ જોઇએ.

કેટલાંક શાકના વેલા થાય છે અને કેટલાંકના છોડ થાય છે. કેટલાકનાં બી બારોબાર સીધાં વવાય છે, અને કેટલાંકને ધરૂ કરી છોડ તૈયાર થાય ત્યારપછી રોપવામાં આવે છે.

કેટલાંક શાક કાચાં પણ ખવાય છે. કાચાં ખવાય એવાં શાક કાચાં ખાવાં એ સારૂં છે. એમાંથી શરીરને સારૂં પોષણ મળે છે.

શાકભાજીના પાકને જનાવરો નુકશાન કરે નહિ તે માટે તેની રખેવાળી બરાબર કરવી પડે છે. આપણે પણ એ કામ ખાસ કરવું પડશે. રાત્રે પણ બરાબર સાચવવું જોઇશું. એ માટેની વ્યવસ્થા આપણે કરીશું.

દરેક જાતનાં શાકભાજી જુદી જુદી જુદા જુદા અંતરે રોપવાનાં હોય છે, એમને કેટલા અંતરે રોપવાં એ પણ આપણે જાણવું જોઇએ. સજ્જડ રોપવાથી પાક સારો થતો નથી.

વળી વારંવાર નકામું નિંદામણ નિંદી કાઢવું જોઇએ, અને ગોડ મારીને અથવા કરબડીઓ દઇને બે હારો વચ્ચેની જગ્યામાં ઉખેડ પાડેલો રાખવો જોઇએ, કે જેથી જમીનમાં ભેજ ટકી રહે, અને છોડના મૂળને હવા અને પ્રકાશ પણ પહોંચી શકે.

શાકભાજી વાવતા પહેલાં જમીનને ખૂબ ઉંડી ખેડીને અથવા ખોદીને પોચી બનાવવી જોઇએ.

શાકભાજીની ખેતીની થોડીક સામાન્ય હકીકત આ પત્રમાં મેં જણાવી છે. હવે પછીના પત્રોમાં હું એક પછી એક શાકભાજી સંબંધીની હકીકત ટુંકાણુમાં લખીશ.

લિ.

**સોમાભાઇની** આશિષ.

## પત્ર ૧૪મો

**દેવલાલી,** તા. ૧૪-૪-૩૮

**વહાલો બાળકો,**

ગયા પત્રમાં જણાવ્યા મુજબ જુદાં જુદાં શાકભાજી સંબંધીની હકીકત તમને લખું તે પહેલાં એક ખાસ વાત જણાવી દઉં છું. સારી શાકભાજી થાય તે માટે સારાં ખાત્રીનાં બી વાવવાં જોઇએ. ઘણીવાર બહારથી આણેલું બી ખરાબ હોય છે અને તેથી પાક સારો થતો નથી, અને લીધેલી મહેનત બરબાદ જાય છે. પહેલી વખત આપણે સારાં બી મેળવવા માટે કાળજી રાખીશું. પછીથી તો બધાં બી આપણે ત્યાંથી જ આપણે સારામાં સારાં સંઘરી રાખીશું. વળી આપણે એક જ શાકની જુદી જુદી જાતો કેવી થાય છે તેના પ્રયોગો કરી જોઇશું. વળી જુદી જુદી પરિસ્થિતિની અને જુદાં જુદાં ખાતરોની છોડ અને ઉત્પન્ન ઉપર શી અસર થાય છે તેના પણ પ્રયોગો કરી જોઈશું.

### આરિયાં

સૌથી પહેલાં તો હું તમને આરિયાંની વાત કહીશ.

આરિયાંને લોકો ચીભડાં પણ કહે છે. એનાથી તો તમે બધા પરિચિત છો જ. કાચી કુળી કાકડીઓ અને પાકેલાં આરિયાં ગામડાંનાં બાળકો તો ખાય છે જ. પાકા આરિયામાં જે બી હોય છે તે બીને રાખોડીવાળાં કરી છાયામાં સૂકવી રાખી મૂકી રાખવાં. આરિયાં ઉન્હાળામાં અને ચોમાસામાં બન્ને ઋતુમાં થાય છે. મહા ફાગણથી તે જેઠ આષાડ સુધી ગમે ત્યારે તે વાવી શકાય છે. ઉન્હાળામાં વાવીએ તો તેને પાણી પાવું પડે છે. એટલે પાણી પાવાની સગવડ ન હોય ત્યાં લોકો પહેલો વરસાદ પડે ત્યારે આરિયાંનાં બી વાવે છે.

આરિયાનાં બી ખામણાં કરી તેમાં વાવે છે. ખામણાં છ છ ફૂટને અંતરે કરે છે, અને એક ખામણામાં ત્રણ ચાર બી વાવે છે. વચમાંની જમીન જેમ જેમ વેલા વધતા જાય છે તેમ તેમ ખોદીને પોચી રાખે છે. બે માસ પછી આરિયાં બેસવા માંડે છે. મોટા થયા પછી વેલાઓને વચ્ચે વચ્ચે માટીથી દાબે છે અને આગલી ડુંકો તોડી નાખે છે. આરિયાંની કુળી કાકડીઓ મીઠું અને મરી નાખીને ખાવાથી સ્વાદિષ્ટ લાગે છે. આપણામાં એવી માન્યતા છે કે આરિયાં ખાવાથી તાવ આવે છે. આ માન્યતા બરાબર નથી. જો આપણે આપણા દરરોજના ખોરાક ઉપરાન્ત વચમાં આવું આરિયાં વગેરે ખાતા રહીએ તો તે બધું પચે નહિ અને તેથી તબીયત બગડે. બાકી ખોરાકની સાથે કાચાં આરિયાં ખાઈએ તો એમાં રહેલાં વીટામીન વગેરેથી શરીરને પોષણ મળે. છોડાં પણ છોલવાં જોઇએ નહિ. છોડાંમાં પણ શરીરને પોષક તત્ત્વો સારા પ્રમાણમાં હોય છે.

કાચાં આરિયાં ના તોડીએ તો ખૂબ મોટાં થઈને પાકે છે. એવાં પાકાં આરિયાં સ્વાદે ગળચટાં હોય છે. આરિયાંને શિયાળ રાત્રે ખાઈ જાય છે. એટલે સાચવવાની સગવડ ન કરીએ તો એક પણ કાકડી હાથ ના આવે એવું પણ બને. માટે વાવતા પહેલાં એની સાચવણી બાબતનો વિચાર કરી વાવેતર કરવું. આરિયાં કેટલીક વખત કડવાં પણ હોય છે, પણ ફક્ત તેનાં બી વાળો ભાગ જ કડવો હોય છે.

ગલકાં, તુરીઆં, દોડકાં, દૂધી, તુમડી, કાકડી, કોઠીંબડાં, કોળું, વિલાયતી કોળું, કારેલાં, કંકોડાં, તરબૂચ, ખડબૂચ, શકરટેટી, ઘિલોડાં, પરવળ અને પંડોળાં એ બધાં શાકના વેલા થાય છે, અને તેનાં ફળ શાકમાં વપરાય છે. કેટલાંકનાં ફળ કાચાં ખાવામાં પણ વપરાય છે.

કાકડીનાં બી ચૈત્રથી ભાદરવા માસ સુધીમાં વવાય છે. શિયાળામાં કાકડી વધારે થાય છે. એની ખેતી આરિયાંની જેમ જ થાય છે. કાકડી એક ફૂટ જેટલી લાંબી અને એક બે ઇંચ જાડી થાય છે.

કોઠીંબડાં તો તમે ખાધાં છે ને? એ પણ મીઠાં લાગે છે. એની કોઇ ખેતી કરતું નથી. થોડાંક બી કોઇક પાકમાં વચ્ચે વાવી મૂકવાથી ખાવા જેટલાં કોઠીંબડાં મળ્યા કરે છે, તે લંબગોળ થાય છે, અને એક કોઠીંબડુ પાંચથી દસ તોલા વજનનું થાય છે.

સકરટેટી અને તરબૂચ નદીની રેતીમાં શિયાળામાં કરવામાં આવે છે, અને ઉન્હાળામાં તેને ફળ બેસે છે. નદીની રેતી

સિવાય તે સારાં થતાં નથી.

આપણા ખેતરોમાં ખરબૂચાં થાય છે તેને દાળમાં નંખાય છે; વળી તેનું તુવેર કે પાપડીની સાથે મેળવણીમાં શાક પણ થાય છે. પાકાં ખડબૂચાં ખવાય છે. એનું પણ વાવેતર કોઇ ખેતી તરીકે કરતું નથી. બે ચાર છોડ વાવી મૂકે તો કોઇ કોઇ વાર ખરબૂચાં મળ્યા કરે છે.

કંકોડાંનું શાક સારું થાય છે. પણ તેની કોઈ ખેતી કરતું નથી. વાડોમાં કંકોડીની ગાંઠો હોય છે તે ચોમાસામાં ફૂટે છે અને તેને કંકોડાં થાય છે. કંકોડીની ગાંઠોને શાહુડી ખોતરી ખાય છે. કંકોડીનાં બી વાવીને પણ નવા છોડ થાય છે. કંકોડીના છોડ ઉછેરવા જેવા તો છે. કંકોડાં ફક્ત ચોમાસામાં જ થાય છે. કંકોડાંના વેલાને ચડવા માટેની સગવડ હોવી જરૂરી છે.

બાકીનાં શાકભાજી સંબંધી બીજા પત્રમાં લખીશ.

લિ.

**સોમાભાઇની આશિષ**

---

## પત્ર ૧૫મો

**દેવલાલી**, તા. ૧૫-૪-૩૮

**પ્રિય બાળકો,**

આ વર્ષે આપણે શાક તો ફળઝાડોની ભેગાંજ કરીશું કારણકે વચ્ચેની જગ્યા નકામી પડી રહે નહિ.

એકજ જમીનમાં વારંવાર એકજ જાતની શાકભાજીનું વાવેતરકરવાથી રોગ આવી જવાનો સંભવ રહે છે. માટે દરેક વખતે દરેક ટુકડામાં બદલીને બીજી જાતનાં શાકભાજી કરવાં એ સારૂં છે.

તૂરીઆં અને દોડકાં ઉનાળો અને ચોમાસું એ બેઉ ઋતુઓમાં થાય છે. ઉનાળામાં મહા માસમાં અને ચોમાસામાં વરસાદ પડે ત્યારે તેનાં બી વવાય છે.

જો કે તુરીઆં તથા દોડકાં જમીન ઉપર પણ થાય છે ખરાં તો પણ તેમના વેલાને ઉંચે ચડાવવાથી તેને સારાં ફળ આવે છે. તુરીઆં સાધારણ રીતે એકથી દોઢ ફૂટ સુધી લાંબાં થાય

છે. દોડકાં સામાન્ય રીતે ત્રણથી છ ઇંચ લાંબાં થાય છે. ઉનાળામાં તેને વાવવાં હોય તો ત્રણ ત્રણ ફૂટને અંતરે બબ્બે ફૂટ પહોળી નીકો કરીને, તેમાં; બીને દોઢ દોઢ ફૂટ છેટે વાવવાં. વરસાદમાં વાવવાં હોય તો બે હારો વચ્ચે છ ફૂટનું અંતર રાખી બે છોડ વચ્ચે અઢી ફૂટનું અંતર રહે તે રીતે તેનાં બી વાવવાં.

ગલકાં પણ તુરીઆંની જેમ જ વવાય છે. ગલકીને માંડવા ઉપર ચડાવી હોય તો ગલકાં સારાં થાય છે. તેની બે જાતો હોય છે. એકને સફેદ અને બીજીને લીલા રંગનાં ગલકાં થાય છે. લીલા રંગનાં ગલકાં મોટાં અને સારાં થાય છે.

કારેલાં બે જાતનાં થાય છે. એક લાંબાં અને બીજાં ટુંકાં. ઉનાળામાં પાક લેવા માટે પોષ મહા માસમાં અને નહિ તો ચૈત્રથી શ્રાવણ સુધી તેનાં બી વવાય છે. એના વેલાને ચડવા માટે આધાર આપવો જોઇએ. ઉનાળામાં થનારાં કારેલાંને ઝેડાં ઉપર ચડાવી શકાય છે. તેનાં બી પાંચ ફૂટને અંતરે હારોમાં વાવવાં. બે છોડ વચ્ચે પણ પાંચ ફૂટનું અંતર રાખવું. ચોમાસું કારેલાં માટે ચાર ફૂટ ઉંચો માંડવો બનાવવાથી કારેલાં સારાં થાય છે.

પંડોળાં તો તમે જોયાં નહિ હોય. મુંબઈમાં અને મહારાષ્ટ્રમાં તે જાણીતું શાક છે. એનાં ફળ બેથી ચાર ફૂટ લાંબાં અને લંબાઇના પ્રમાણમાં ઘણાં પાતળાંથાય છે. એનાં બી વૈશાખથી શ્રાવણ સુધી વાવી શકાય છે. એના વેલાને માંડવા ઉપર ચડાવવા જોઇએ. એનાં ફૂલ ધોળાં થાય છે. અંગ્રેજીમાં એને સ્નેકગોર્ડ કહે છે.

કોળાં પણ ઉનાળામાં અને ચોમાસામાં, બેઉ ઋતુમાં થાય છે. તેનાં બી મહા માસમાં કે વૈશાખથી અષાડ માસ સુધી વવાય છે. બે હારો વચ્ચે છ છ ફૂટનું અંતર રાખીને અને બે છોડ વચ્ચે ત્રણ ત્રણ ફૂટનું અંતર રાખી તેનાં બી વવાય છે.

કોળાંની ઘણી જાતો છે. એક જાતનાં કોળાં પાંચથી છ રતલનાં થાય છે તે ખૂબ મીઠાં હોય છે. બીજાં ૨૦ રતલથી ૪૦ રતલ સુધીનાં અને એક જાતનાં કોળાં તો વજનમાં ૧૦૦ રતલ સુધીનાં થાય છે.

વાલોળને પણ માંડવા ઉપર ચડાવવી જોઇએ. વાલોળ ઘણી જાતની થાય છે. કેટલીકને લીલી અને કેટલીકને સફેદ રંગની શીંગો થાય છે. એક જાતની વાલોળ પહોળી થાય છે. જુદી જુદી જાતની વાલોળનાં અંદરનાં બીજ પણ જુદા જુદા રંગનાં હોય છે. સામાન્ય રીતે વાલોળને વાવ્યા પછી પાંચ છ મહીને વાલોળો બેસે છે; પણ તેની એક જાત એવી પણ છે કે જેને ત્રણ માસમાં વાલોળ બેસે છે.

દૂધીની બે જાતો છે. એક શિયાળામાં ફળ આપે છે અને બીજી ઉનાળા તથા ચોમાસામાં ફળ આપે છે. એને પણ માંડવા ઉપર ચડાવવાથી દૂધી સારી થાય છે. ઉનાળામાં રોપવી હોય તો ચાર ચાર ફૂટને છેટે બબ્બે ફૂટ પહોળી નીકો કરી તેમાં રોપવી. પ્રત્યેક છોડ વચ્ચે છ ફૂટનું અંતર રાખવું. દૂધીનું શાક એકલું તથા ચણાની દાળની મેળવણી કરીને થાય છે. માંદા માણસો પણ તેનું શાક ખાઇ શકે છે દૂધીનાં

ફૂલ ધોળાં થાય છે. તેનાં બી અર્ધાથી પોણો ઇંચ લાંબાં હોય છે. ગલકાં અને તુરીઆંની જેમ દૂધી પણ કોઇવાર કડવી હોય છે.

તુંબડી એ પણ દૂધીની જ જાતનો છોડ છે. તેની પણ જુદી જુદી જાતો છે. તુંબડાં મીઠાં અને કડવાં બેઉ જાતનાં હોય છે. મીઠાં તુંબડાંનું શાક થાય છે. તુંબડાં જુદા જુદા આકારનાં હોય છે. એક જાતનાં તુંબડાં વચ્ચે ખાંચાવાળાં અને તળેથી મોટાં હોય છે. તેને સાધુ લોકો કોચીને સાફ કરીને વાસણ તરીકે ઉપયોગમાં લે છે. ગોળ તુંબડાંનાં તંબૂરા જેવાં વાજિંત્રો બને છે. સૂકાએલાં લાંબાં તુંબડાં વજનમાં હલકાં હોય છે. તેની ઉપર દોરી ગૂંથી તેને કેડે બાંધી પાણીમાં પડવાથી ડૂબી જવાતું નથી. તેથી કોઇ કોઇ સ્થળે તરતાં શીખવા માટે તેનો ઉપયોગ કરવામાં આવે છે.

આવતા પત્રમાં હું ઘલોડી અને પરવળ વિષે લખીશ.

લિ.

**સોમાભાઇ**ની આશિષ.

---

# પત્ર ૧૬ મો

**દેવલાલી**, તા. ૧૬-૪-૩૮

**વહાલાં બાળકો,**

પહેલે જ વર્ષે આપણે એક એકર જમીનમાં માંડવા કરવા છે. તેમાં અર્ધા એકરમાં ઘલોડીઓ અને ૦। એકરમાં દ્રાક્ષના થોડાક વેલા અને બીજાં પરચુરણ શાક કરીશું.

## ઘલોડી

ઘલોડી પાંચ પાંચ ફૂટને અંતરે ખામણાં કરી તેમાં ખાતર ભરી તેમાં રોપવામાં આવે છે. તેના વેલાના ગાંઠોવાળા કકડા રોપાય છે. વાડોમાં કડવી ઘલોડીઓ થાય છે. આપણા લોકો કોઇ કોઇ વાર તેને ધોઇને તેનું પણ શાક કરે છે. પણ શહેરમાં તો મીઠાં ઘલોડાંનું જ શાક વેચાય છે. જો સારી માવજત હોય તો બારે માસ ઘલોડીઓ ઓછુંવત્તું શાક આપ્યા કરે છે. શિયાળામાં ઘલોડાં ઓછાં થાય છે.

## પરવળ

પરવળનું શાક ખોરાક તરીકે સારામાં સારૂં છે. એનું વાવેતર હમણાં હમણાં કંઇક વધ્યું છે, અને તેથી તે એકથી

બે આને રતલના ભાવથી મોસમમાં વેચાય છે. પહેલાં તો રતલના આઠ આનાથી માંડીને તે એક રૂપીઆ સુધીનો તેનો ભાવ રહેતો હતો. આ શાક સારૂં છે એટલે તેનો વાપર લોકોમાં વધારે થાય તે માટે તેનું વાવેતર વધે એ ઇચ્છવા યોગ્ય છે. એટલા માટે આપણે તો તેને ખાસ કરવાંજ છે. તેની ગાંઠો છ છ ફૂટને અંતરે રોપાય છે. નર અને માદા બંનેની ગાંઠો સાથે રોપવી જોઇએ. એક જ જાતની ગાંઠો રોપવાથી ફૂળ બેસતાં નથી. એની અંદરનાં બી કંકોડાં જેવાં અને ઉપરની છાલ ઘલોડાં જેવી સપાટ હોય છે.

## દ્રાક્ષ

રોપવા માટે દ્રાક્ષના છોડ કરવા હોય તો એક વરસની પાકટ ડાળીઓના કકડા ક્યારામાં રોપે છે. ફૂટીને છોડ થયા બાદ તેને આઠ આઠ ફૂટને અંતરે રોપવામાં આવે છે. દ્રાક્ષની મુખ્ય બે જાતો છે. એક બી વાળી અને બીજી બી વગરની. બી વાળી અને બી વગરની જાતોમાં પણ પાછી લાંબાં અને ગોળ ફૂળવાળી જુદી જુદી જાતો હોય છે. વળી તે લીલી અને સફેદ જેવી તથા કાળી એમ ત્રણ ચાર જુદા જુદા રંગની હોય છે. કેટલીક જાતની દ્રાક્ષ તો ખૂબ મીઠી હોય છે.

દ્રાક્ષના છોડને વારંવાર કાપવાના હોય છે. તે સિવાય તેને દ્રાક્ષ બેસે નહિ. આ બધી ક્રિયાઓ હું તમને પ્રત્યક્ષ બતાવીશ. રોપ્યા બાદ ત્રણ ચાર વરસે દ્રાક્ષ ફૂળ આપે છે.

આ તમને જરા ઓછું ગમશે, કારણકે ત્યાં સુધી દ્રાક્ષ ખાવાની નહિ મળે. પણ તેનું તો શું થાય? એ કુળ છે અને બધાં જ ફળઝાડો અમુક વર્ષો બાદ જ ફળ આપે છે. મૂળા, મોગરી, આરીઆં વગેરે મોસમી શાકભાજીના છોડની જેમ રોપ્યા બાદ એકાદ બે માસમાં જ ફળ મળે એ તમને તો બહુ ગમે ખરૂં ને? પણ સારી કેરી કે દ્રાક્ષ જેવાં ફળ જો કે ઘણી મહેનત પછી મળે છે પણ ઉછરી ગયા બાદ તેનાં ઝાડ અને વેલા ઘણાં વર્ષો સુધી ફળ પણ આપ્યા જ કરે છે ને? બીજાં ફળઝાડની પેઠે દ્રાક્ષના વેલા પણ થઈ ગયા એટલે પછી ૨૫થી ૩૦ વર્ષ ફળ આપ્યા જ કરે છે. મૂળા મોગરી તો મહીના બે મહીનામાં તૈયાર થાય ત્યારે મહીના બે મહીનામાં પાક આપતાં બંધ પણ થાય છે ને?

વેલાએ થતાં શાક સંબંધી કેટલીક હકીકત મેં આ પત્રોમાં લખી છે. હવે બીજી જાતનાં શાક સંબંધી લખીશ. ક્યાં શાક કરવાં અને ક્યાં શાક ના કરવાં એ બધું તમારે નક્કી કરવાનું છે. હું તો અમુક અમુક શાક સંબંધી થોડી થોડી હકીકત તમને લખી જણાવીશ.

સૌ મઝામાં છો ને?

લિ.

**સોમાભાઇની** આશિષ.

## પત્ર ૧૭મો

**દેવલાલી**, તા. ૧૭-૪-૩૮

**વહાલાં બાળકો,**

જેના છોડ થાય છે એવાં કેટલાંક શાક સંબંધી થોડી થોડી હકીકત આ અને આ પછીના પત્રોમાં હું તમને લખવાનો છું. આ અને બીજાં શાકભાજી સંબંધી વિગતવાર ઘણી વધારે હકીકતો જાણવાની ઇચ્છા તમને થાય તો શાકભાજીની વાડી નામનું મારૂ પુસ્તક તમે વાંચી જજો.

જેના છોડ થાય છે એ પૈકીનાં કેટલાંક શાકનાં બીનું ધરૂ કરી તેનાં રોપ તૈયાર કર્યા પછી જ તેને ખેતરોમાં જમીન તૈયાર કરી રોપવામાં આવે છે. જ્યારે કેટલાંકનાં બીને બારોબાર સીધાં જ ખેતરમાં વાવવામાં આવે છે. રીંગણાં, ટમેટાં, મરચાં, કેબેજ, કોલીફ્લાવર, નોલકોલ વગેરેનું ધરૂ કરવું પડે છે. બાકીનાં જે શાક સંબંધી આ પત્રોમાં લખવામાં આવ્યું છે તે શાકનાં બી જે જમીનમાં તે વાવવાનાં હોય ત્યાં જ સીધે સીધાં વાવવામાં આવે છે.

બી વાવતા પહેલાં કે છોડ રોપતા પહેલાં જમીનને ખોદી કે ખેડીને પોચી કરેલી હોવી જોઇએ. શાક વાવ્યા પછી ઘાસ

થવા દેવું ના જોઇએ, એટલે જ્યારે નિંદામણ ઉગે ત્યારે નિંદીને સાફ કરવું જોઇએ, અને વચમાંની જમીનમાં રાંપડીઓ દઇ ઉખેડ પાડતા રહેવું જોઇએ.

બી નાનાં મોટાં હોય તે મુજબ દરેક જાતનાં બીને ઓછીવત્તી ઉંડાઇએ વાવવાં જોઇએ. દાખલા તરીકે જેનાં ધરૂ કરવાં પડે છે તેવાં બી બધાં નાનાં છે, તેથી તેને ૦। ઈંચથી વધારે ઉંડાં વાવવાં જોઇએ નહિ. ડબલબીન કે જેનાં બી આંબાનાં બી જેવડાં મોટાં હોય છે એનાં અથવા મીઠા આંબાનાં બી દોઢ ઈંચ જેટલાં ઉંડાં વાવવાં જોઇએ. આ બંને શાકના વેલા થાય છે, પણ તેનો બહુ પ્રચાર નહિ હોવાથી પહેલાંના પત્રમાં મેં તેનો ઉલ્લેખ નહોતો કર્યો. આવી રીતે જે શાકભાજી સંબંધી આ પત્રોમાં ઉલ્લેખ નથી કરવામાં આવ્યો એવાં કેટલાંક શાકભાજી સંબંધી હું તમને રૂબરૂ કહીશ. પછીથી તમારી ઇચ્છા હશે તો આપણે તે પૈકીની પણ કોઈ શાકભાજી કરવી હશે તો કરીશું.

પાછળના લખાણ ઉપરથી તમે સમજી ગયા હશો કે બીના કદ પ્રમાણે સામાન્ય રીતે બી ૦। ઇંચથી તે દોઢ ઈંચ સુધીની જુદી જુદી ઉંડાઇએ વવાય છે.

મૂળા, મોગરી, કેબેજ, કોલીફ્લાવર, નોલકોલ, બટાટા, ગાજર, ધાણા, મેથી, રાઈ, ડુંગળી વગેરે શાકભાજી શિયાળાની ઋતુમાં થાય છે. એને વાવવાની ખરી ઋતુ તે છે તો પણ ખાસ કાળજીથી તેને થોડાં વહેલાં મોડાં વાવી શકાય અને વહેલો મોડો પાક નીપજાવી શકાય ખરો. વહેલા મોડા

પાક તૈયાર કરવાથી બજારમાં ભાવ સારો આવે છે. જો કે ઋતુ વગર પાક જોઇએ તેવો થતો નથી; છતાં જેવો થાય તેવો પણ તે આર્થિક દૃષ્ટિએ નફાકારક છે કે કેમ તે બધું તપાસવા માટે આપણે પ્રયોગો કરવા છે. તમે બધા તો ભણેલા છો અને ભણતરને લીધે આપણે જે જ્ઞાન મેળવીએ અને આપણી બુદ્ધિની જે ખીલવણી થઇ હોય તેનો ઉપયોગ આપણા દરેક કામમાં જો ન દેખાઇ આવે તો આપણું ભણતર નકામું છે એમ હું તો માનું છું. શું અનાજની કે શું બીજી ખેતીમાં, છોડ છોડ વચ્ચે અને બે હારો વચ્ચે કેટલું અંતર રાખવાથી પાક સારો થાય તે, તથા કયું ખાતર વધારે સારૂં પડે છે, તે બધુ નક્કી કરવાના પણ પ્રયોગો શાળાના ખેતર ઉપર થવા જ જોઇએ એમ પણ હું માનું છું. આપણે અખતરા કરી કયો પાક કઈ રીતે કરવાથી લાભદાયી નીવડેછે તે શોધી કાઢીએ અને જ્યારે ખેડૂતો પણ આપણી ખેતી જોઇ પોતે તેમ કરી લાભ ઉઠાવે ત્યારે શાળાને અંગે કરેલી ખેતીથી થવો જોઇતો લાભ પૂરેપૂરો થયો કહેવાય એમ હું માનું છું.

તુવેર, વાલ, વટાણા, ચોળા, ચણા વગેરે કઠોળની લીલી શીંગો શાકમાં વપરાય છે. લોકો આને ખેતરોમાં ખેતીના પાક તરીકે જ વાવે છે. સૂકાં કઠોળ ખોરાકમાં વપરાય છે. ખેતર વગર ઘરના બાગમાં પણ શાક તરીકે વાપરવા આ અનાજ વાવી શકાય. સામાન્ય રીતે વટાણા અને ચણા શિયાળામાં વવાય છે. તુવેર, ચોળા અને વાલ એ ચોમાસામાં પહેલા વરસાદે વવાય છે, અને તેની શીંગો શિયાળામાં થાય છે.

વટાણાની ઘણી જાતો આવે છે. પરદેશી વટાણા જેનાં બી ઉપર કરચોલીઓ પડેલી હોય છે તે મીઠાશમાં સારા હોય છે. વટાણાની કેટલીક જાતો વેલા જેવી થાય છે. તેને ચડવા માટે આધારની જરૂર પડે છે. વટાણા ચોમાસામાં પણ થાય છે ખરા.

સોયાબીન પણ એક જાતનું કઠોળ છે, અને તેની પણ અમુક જાતોનું તે લીલી હોય છે ત્યારે શાક થાય છે. તે પણ ચોમાસામાં અને શિયાળામાં થાય છે. ખોરાક તરીકે પોષક તત્ત્વો વગેરેની દૃષ્ટિએ સોયાબીન સારાં છે અને તેથી આપણે સોયાબીન પણ વાવવાં એવો મારો મત છે.

લિ.
**સોમાભાઇની** આશિષ.

---

## પત્ર ૧૮મો

**દેવલાલી**, તા. ૧૮-૪-૩૮

**વહાલાં બાળકો,**

મારા પત્રો વાંચવામાં તમને મજા તો પડે છે ને? બધાં આનંદમાં તો છો ને? કાંતણકામ કેમ ચાલે છે? ગયા અઠવાડિયાના તમારા કાંતણકામનું પત્રક મને મોકલજો. થોડા દિવસોમાં આ પત્રો તો હવે પૂરા થશે અને હું પણ તમારી વચ્ચે પાછો આવી જઇશ.

મૂળા, ગાજર, ધાણા, સવા, મેથી, તાંદળજો અને પાલક વગેરેનાં બી સામાન્ય રીતે ચાસ બંધ વાવવામાં આવતાં નથી, પણ પલાળેલી જમીનને ખેડી કે ખોદીને પછી જમીન સરખી કરી ક્યારા બાંધી તેમાં બી પૂંકી દઇ પંજેઠી વડે માટીમાં મેળવી દેવામાં આવે છે. મૂળાનાં બી ચારથી પાંચ ફૂટ પહોળા ક્યારામાં એવી રીતે પૂંકવાં જોઇએ કે બી છૂટાં છૂટાં ચારથી છ ઈંચને અંતરે પડે. વળી થોડા થોડા દિવસને અંતરે બી પુંકતા રહેવાથી વારા ફરતી મૂળા મળ્યા કરે છે. સામાન્ય રીતે મૂળા બારે માસ કરી શકાય છે, પણ ચોમાસામાં અને ઉનાળામાં મૂળા

સારા થતા નથી. આસો માસથી માગશર પોષ સુધીની ઋતુ મૂળા વાવવા માટે સૌથી સારી છે.

ગાજર વાવવાની પણ એ જ ઋતુ છે. ગાજર ઢોરને પણ ખવડાવવામાં આવે છે. ગાજરની ઘણી જાતો થાય છે. એ સંબંથી વધારે વાત હું રૂબરૂ કરીશ.

મૂળાનાં બી કરવાની એક ખાસ રીત છે. મૂળા ઉપાડ્યા પછી તેનાં મૂળનો નીચેનો ભાગ કાપી નાખી, પાન શરૂ થાય છે તેની નીચેનો થોડોક ભાગ રહેવા દેછે. એની ઉપરનાં મોટાં મોટાં પાન પણ તોડી નાખે છે. પછીથી તેને ત્રણ ત્રણ ફૂટને અંતરે ફરીથી સારી ફળદ્રુપ જમીનમાં રોપી દે છે. તેથી તે ચોંટી જાય છે. ફૂટ્યા પછીથી તેને શીંગો આવે છે. તેમાંથી સારી સારી શીંગો બી માટે રહેવા દે છે, બાકીનીનું શાક થાય છે. શીંગો પાકી જાય ત્યારે તોડી લઇ સૂકવીને બી કાઢી લઈ તેને બરાબર સૂકવીને શીશીઓમાં ભરી રાખે છે. ખાવામાં વપરાતા ગાજર અને મૂળા એ એના છોડનાં મૂળ છે.

ભાજીઓમાં પાલકની ભાજી આપણા તરફ ઓછી થાય છે. ગામડાના લોકો તો તેને જાણતા પણ નથી. ભાજીઓમાં લોહનું પ્રમાણ સારૂં હોય છે એટલે ખોરાક તરીકે તે સારી છે. તાંદળજાની ભાજી ઉનાળામાં સારી થાય છે, મેથીની પણ ભાજી થાય છે અને વળી મેથીના છોડને શીંગો આવી મેથી પણ થાય છે.

લીલા ધાણા જેને કોથમીર કહે છે તે ચટણીમાં, દાળ અને શાકમાં વપરાય છે. તેનાથી ખોરાક સ્વાદિષ્ટ થાય છે. એમાં સુગંધ હોય છે. એ પણ છેલ્લા વરસાદ બાદ વાવી શકાય છે. આખા શિયાળા દરમિયાન થોડા થોડા દિવસો બાદ એનાં પણ બી નાના નાના કયારામાં પૂંકતા રહેવાથી પાંચ છ માસ સુધી લીલા ધાણા મળ્યા કરે છે. એને પણ ઘરડા થયા બાદ ફૂલ આવી ધાણા બેસે છે.

સવાની પણ ભાજી થાય છે.

આગળ જણાવ્યા પ્રમાણે ટમેટાં, મરચાં અને રીંગણાંનું ખાતર નાખેલા કયારામાં ધરુ કરવું. ધરુ કેમ થાય તે હું તમને બતાવીશ. વરસાદ ન પડે ત્યારે ધરુવાડીઆને જરૂર પ્રમાણે પાણી છાંટવું જોઇએ. જ્યારે છોડ ચાર પાંચ આંગળના થાય ત્યારે તેને ખેતરમાં રોપવાના હોય છે. જુદા જુદા છોડ જુદાં જુદા અંતરે રોપવા જોઇએ. મરચાં, રીંગણાં તો વર્ષમાં ગમે તે ઋતુમાં રોપી શકાય છે. પણ ખાસ કરીને લોકો તેને વરસાદની ઋતુમાં રોપે છે. છોડની જાત પ્રમાણે બેથી ત્રણ ફૂટને ચોકઠે આ છોડ રોપવામાં આવે છે.

ગોળ ભડા, લાંબાં, રવૈયાનાં રીંગણાં, ધોળાં રીંગણાં, એમ રીંગણાં ઘણી જાતનાં થાય છે. કાચાં રીંગણાં પણ ખવાય છે.

મરચાંની પણ ઘણી જાતો છે કેટલીક જાતનાં મરચાં બહુ તીખાં હોય છે. જ્યારે કેટલીક જાતનાં મરચાં ઓછાં તીખાં હોય છે. એક જાતનાં મરચાં તો બેથી ત્રણ ઇંચ

જેટલાં જાડાં અને ત્રણથી ચાર ઈંચ લાંબાં થાય છે અને તે બીલકુલ તીખાં હોતાં નથી. કોઇ મરચાં નાનાં થાય છે તો કોઇ મરચાં મોટાં થાય છે. એક જાતનાં મરચાં એકથી સવા ઈંચ જેટલાં લાંબાં અને તદ્દન પાતળાં થાય છે પણ તેની તીખાશની તો વાત જ ના પૂછશો. મરચાં ખાવાં એ સારું નથી, પણ લોકો મરચાંનો ઉપયોગ ઠીક ઠીક પ્રમાણમાં કરે છે, માટે વેચવાની દૃષ્ટિએ અને મરચાંની જુદી જુદી જાતો જોવાની દૃષ્ટિએ જ મરચાંની ખેતી તમારે કરવી હશે તો આપણે કરીશું.

બાકી રહ્યાં ટમેટાં. એ તો એક સરસ શાક છે. તેનાં કાચાં ફળ અને પાકાં ફળ એમને એમ જ ખવાય છે. ટમેટાં ખાવાં એ સરસ છે. એમાં પોષક તત્ત્વો સારા પ્રમાણમાં છે. વળી તેની ખેતી કરવી બહુ મુશ્કેલ નથી. ગામડામાં હજુ ટમેટાંનો પ્રચાર નહિ જેવો જ છે, અને તેથી આપણે તેનો પ્રચાર કરવો જોઇએ, કે જેથી લોકો પોષક તત્ત્વોવાળું એક સારું શાક ખાતા થાય. ટમેટાંની પણ ઘણી જાતો છે. એક જાતને તો નાનાં નાનાં સોપારી જેવડાં ગોળ ઘણાં ફળ આવે છે. એ જાતનાં ટમેટાં તો ખાટાં હોય છે. બાકી બીજાં ટમેટાંને સાધારણ બટાટા જેવડાં અને તેથી પણ મોટાં ફળો આવે છે. ખાતર પાણી હોય તો એક એક રતલનાં પણ ટમેટાં ઉતરે છે. એમાં એક જાતની ગંધ હોય છે, અને તેથી ઘણા લોકોને તે ભાવતાં નથી. સંભવ છે કે તમારામાંના કોઇને પણ તે ન ભાવતાં હોય; પણ એકવાર તેને ખાવા માંડવાથી પછીથી તે ભાવે છે.

ભજીયાં કરવા માટે વપરાતાં સઢિયાંનાં પાનની પણ લોકો ખેતી કરે છે. આની અમુક જાતો બારે માસ પાન આપે છે, અને ચોમાસા સિવાયની ઋતુમાં એનો બજારમાં સારો ભાવ આવે છે, માટે એની પણ ખેતી કરવી હશે, તો આપણે કરીશું. એની ગાંઠો રોપાય છે. તેને ફૂટ ફૂટને અંતરે ત્રણ ઈંચ ઉંડી રોપવી જોઇએ. એને માટેની જમીન ખાતર નાખેલી અને ફળદ્રુપ હોવી જોઇએ. એને પાણી વધારે જોઇએ છીએ.

મોગરીનાં બી વાવવાથી તેના છોડ થાય છે, અને પછીથી તેને મોગરીઓ બેસે છે. મોગરીનાં બી વરસાદ ગયા બાદ વવાય છે, અને શિયાળામાં મોગરીઓનો પાક તૈયાર થાય છે. તેમાં એક જાતની મોગરીઓ લીલી અને ટુંકી અને બીજી જાંબુ-ડીઆ રંગની અને લાંબી થાય છે. તેને કાચી તો આપણે ખાઇએ જ છીએ ને? ખેતરમાં તાજીતાજી મોગરી સવારમાં ખાવાની લહેજત ઓરજ આવે છે. બે ચાસ વચ્ચે દોઢથી બે ફૂટનું અંતર રાખીને તેનાં બી ચાસમાં એક એક ફૂટને અંતરે વાવવાં જોઇએ.

લિ.

**સોમાભાઇની આશિષ**

## પત્ર ૧૯ મો

**દેવલાલી**, તા. ૧૯–૪–૩૮

**પ્રિય બાળકો,**

આ પત્રમાં હું પહેલાં ચોળા, ફણસી, ભીંડા અને ગવાર સંબંધી થોડુંક લખીશ. આ શાક બધાં ચોમાસાનાં છે, અને વાવ્યા પછી બેથી ત્રણ માસમાં તેના છોડ શાક આપે છે. ઉનાળામાં પણ તે શાક થાય છે ખરાં.

### ભીંડા

ભીંડાની બે હારો વચ્ચે અઢી ફૂટનું અને બે છોડ વચ્ચે બે ફૂટનું અંતર રાખવું. જો ખાસ કાળજી રાખીને કરે તો ભીંડા લગભગ બારે માસ શાક આપે છે છતાં શિયાળાની ઋતુ તેને બરાબર માફક આવતી નથી.

### ગવાર

એક જાતના ગવાર તો તમે જાણો છો કે શાકમાં કામ લાગતા નથી. એને તો આપણે તેડીઆ ગવાર કહીએ છીએ. તે તો ઢોરના ખોરાકમાં વપરાય છે. બાકી સોટીઆ, તેલીઆ

અને પરદેશી ગવારની શીંગો શાક માટે વપરાય છે. બે હારો અને બે છોડની વચ્ચે એક એક ફૂટનું અંતર રાખી તેનાં બી વવાય છે. પરદેશી ગવારના બે ચાસ વચ્ચે બબ્બે ફૂટનું અંતર રાખવું જોઇએ.

## ફણુશી

આ જાતનું શાક ગામડામાં નવું છે. શહેરમાં તે વેચાય છે. એની બે જાતો થાય છે, એક જાતના છોડ ઉંચા થાય છે. તેને ચડવા માટે આધાર તરીકે ઝૈડાં રોપવાં જોઇએ. બીજી જાત જેના છોડ ઠીંગણા થાય છે તેને આધારની જરૂર પડતી નથી. એ ઠંડી જગ્યામાં સારી થાય છે સામાન્ય રીતે તે ભાદરવા આસોમાં વવાય છે. નાના છોડવાળી જાતનાં બી છ ઇંચ છેટે અને મોટી જાતવાળાનાં ૧૦ ઇંચ છેટે હારબંધ વવાય છે. બે હારો વચ્ચે દોઢ ફૂટનું અંતર રખાય છે. મોટા છોડવાળી ફણુશીને ચાર પાંચ માસમાં અને નાના છોડવાળી ફણુશીને બે ત્રણ માસમાં શીંગો આવે છે એને ચોમાસાની શરૂઆતમાં પણ વાવી શકાય છે.

## ચોળા

ચોળા ઘણી જાતની થાય છે. એનાં બી લીલાં સફેદ અને જાંબલી એમ એના જુદા જુદા રંગનાં હોય છે. એની એક જાત એવી પણ થાય છે કે જેની શીંગો બેથી ત્રણ ફૂટ લાંબી થાય છે. વરસાદની શરૂઆતમાં બબ્બે ફૂટ છેટે હારોમાં તેનાં બી વાવવામાં આવે છે. બે છોડ વચ્ચે એક એક ફૂટનું અંતર

રાખે છે. એને ઉંચે ચડવાનો આધાર આપવાથી છોડ સારા થાય છે.

કૅબેજ, નૉલકોલ અને કૅાલીફ્લાવર વિલાયતી શાક છે. નૉલકોલને જમીનમાં એક ગાંઠ થાય છે તેનું શાક થાય છે.

કૅબેજ અને કૅાલીફ્લાવર છોડના ઉપલા ભાગમાં થાય છે. તે શિયાળામાં થાય છે અને ધરુ કરીને તેના છોડ તૈયાર કર્યા પછીથી તેને રોપવામાં આવે છે.

## નૉલકોલ

બે હારો વચ્ચે એકથી સવા ફૂટનું અંતર રાખવું જોઇએ. એની ગાંઠો કુમળી હોય ત્યારે જ તેનું શાક કરવું જોઇએ. એ શાકનો આપણા તરફ બહુ પ્રચાર નથી.

## કૅબેજ

એને આપણે કરમકલ્લો કહીએ છીએ. એની મુખ્ય બે જાતો છે. એક વહેલી થનારી અને બીજી મોડી થનારી. નાના દડા થનારી જાતના છોડ એક એક ફૂટને અંતરે બે હારો વચ્ચે દોઢ ફૂટનું અંતર રાખીને અને મોટા દડાવાળી જાતના છોડ દોઢ ફૂટને અંતરે બે હારો વચ્ચે બે ફૂટનું અંતર રાખીને રોપાય છે. જલદી તૈયાર થનારી જાતને રોપ્યા બાદ અઢીથી ત્રણ માસમાં અને મોડી તૈયાર થનારી જાતને રોપ્યા બાદ ચારથી પાંચ માસમાં તોડવા જેવા દડા તૈયાર થાય છે. ભાદરવાથી કારતક સુધીમાં તેનું ધરુ કરવામાં આવે છે.

કૉલીફ્લાવરનાં બી શ્રાવણ ભાદરવામાં ધરૂવાડિયામાં નાખે છે. વીસેક દિવસ બાદ ઉગેલા નાના છોડને બીજી જગ્યાએ છ છ ઇંચને છેટે રોપે છે, અને બીજા પંદર દિવસ બાદ તેને ફરીથી ઉપાડીને ખેતરમાં બેથી અઢી ફૂટના અંતરે, અને બે છોડ વચ્ચે દોઢથી બે ફૂટનું અંતર રાખીને રોપવામાં આવે છે. કૅબેજ, નૉલકોલ અને કૉલીફ્લાવર ત્રણેનાં બી ઠંડા મુલકમાંજ થાય છે. એટલે તેનાં બી બહારથી જ લાવવાં પડે છે. કૉલીફ્લાવરનાં ફૂલ ચારેક માસમાં તૈયાર થાય છે. જો કે કૉલીફ્લાવર એ એના છોડના ફૂલની ડંડી છે પણ એના રૂપમાં એટલું પરિવર્તન થાય છે કે જેથી તે ફૂલ હોય એવું દેખાય છે, અને તેથી લોકો તેને ફૂલ જ માને છે.

૧૯ દિવસથી તમને હું લાગલાગટ પત્રો લખ્યા કરૂં છું. આવતી કાલે ૨૦મો પત્ર લખીશ. તેમાં જમીનની અંદર થનારી બટાટા જેવી શાકભાજી સંબંધી લખીશ. ત્યાર બાદ એક છેલ્લો પત્ર લખીને આ પત્રમાળા પૂરી કરીશ.

લિ.

સોમાભાઇના આશિષ.

# પત્ર ૨૦ મો

**દેવલાલી**, તા. ૨૦-૪-૩૮

**વહાલાં બાળકો,**

ગયા પત્રમાં લખ્યા પ્રમાણે જમીનની અંદર થનાર આદુ, હળદર, ડુંગળી, લસણ, બટાટા, સુરણ, શકરીઆં અને રતાળુ સંબંધી થોડી થોડી હકીકત આ પત્રમાં લખુ છું.

## આદુ

આદુના છોડ એકથી દોઢ ફૂટ ઉંચા થાય છે. તેનાં પાન સાંકડાં અને લાંબાં હોય છે. બે હારો વચ્ચે એક ફૂટનું અંતર રાખી ક્યારાઓમાં આદાના નાના નાના કકડા નવ નવ ઇંચ દૂર રોપવામાં આવે છે. દરેક કકડામાં બેથી ત્રણ આંખો રાખે છે. પછીથી તે ઉગતા સુધી તેના ઉપર છાંયો કરે છે. જેઠ માસમાં વરસાદ પડે ત્યારે અથવા તેનાથી થોડા દિવસો પહેલાં આદુ રોપવામાં આવે છે. મહા ફાગણમાં પાક તૈયાર થાય છે. આદાને સૂકવીને તેની સૂંઠ બનાવવામાં આવે છે. જેમ સૂંઠમાં કૂચા ઓછા તેમ સૂંઠ સારી ગણાય છે.

## હળદર

હળદર લીલી હોય છે ત્યારે તેની ચીરીઓ કરી કોઇ કોઇ ખાય છે. બાકી હળદરને સૂકવવામાં આવે છે, અને તે સૂકી હળદર દળીને લોકો તેને દાળ, શાક વગેરેમાં નાખે છે.

હળદરની જ એક જાત છે એને આંબા હળદર કહે છે. એમાં આંબાની કેરીના જેવી સુગંધ હોય છે, તેની ગાંઠો પાતળી અને રંગે સફેદ અથવા સહેજ પીળાશ પડતા સફેદ રંગની હોય છે. તેની ચીરીઓ ખવાય છે, એ ખાવી સારી છે. હળદરના ગાંઠીઆ વરસાદ પડે ત્યારે એક એક ફૂટને અંતરે ક્યારામાં રોપાય છે. બે હારો વચ્ચે દોઢ ફૂટની જગ્યા રાખવામાં આવે છે. મહા ફાગણમાં તે તૈયાર થાય છે. હળદરને બાફી ને પછી સૂકવે છે, અને પછીથી તેને વેચે છે.

## રતાળુ

સુરત તરફ રતાળુ બહુ થાય છે. આપણે ત્યાં તો ઘણા લોકોએ તેને જોયું પણ નહિ હોય. એ ગોળ અને લાંબાં થાય છે, એના વેલા થાય છે, અને કંદ જમીનમાં બેસે છે. એના વેલા જમીન ઉપર પણ રખાય છે, પણ માંડવા ઉપર ચડાવવાથી સારા થાય છે. ચૈત્ર વૈશાખથી આષાડ સુધી તે રોપાય છે. ત્રણ ત્રણ ફૂટને છેટે તેના કકડા રોપીને ઉગતા સુધી ઢાંકી રાખે છે. મહા ફાગણમાં રતાળુ તૈયાર થાય છે.

## સુરણ

સુરણને લાંબી દાંડીઓવાળાં પાન આવે છે. સુરણની ગાંઠો જ રોપવામાં આવે છે. પાંચ તોલાની ગાંઠ રોપો તો સામાન્ય

રીતે પચીસ તોલા સુધીની થાય છે. પાછી ફરી તેને રોપો તો અઢીથી ત્રણ રતલની થાય છે. પાછી ફરી તેને રોપો તો દસથી પંદર રતલની થાય છે. મોટી ગાંઠો એક ફૂટ વ્યાસની થાય છે. સુરણની નાની ગાંઠો ઓછા અંતરે અને મોટી ગાંઠો વધારે અંતરે રોપાય છે. એને જેઠ મહીને રોપવામાં આવે છે. આ સંબંધી વધારે હું રૂબરૂ કહીશ. તેના આકાર ઉપરથી તેને અંગ્રેજીમાં હાથીનો પગ (Elephant's foot) કહે છે. એમ જ ભીંડાને એના આકાર ઉપરથી સ્ત્રીની આંગળી (Ladies' finger) કહે છે. કેવાં વિચિત્ર નામો!

## શકરીઆં

તમે સફેદ રંગનાં શકરીઆં જોયાં છે? શકરીઆં લાલ રંગનાં તેમજ સફેદ રંગનાં પણ થાય છે. સફેદના કરતાં લાલ સ્વાદમાં સારાં હોય છે. શકરીઆંના વેલા આઠદસ ફૂટમાં ફેલાય છે. એ જમીન ઉપર એવા ફેલાય છે કે નીચે ખરસલું જામી શકતું નથી અને પછી તેને ખોદી કાઢવા માટે જમીન ખોદવી પડે છે તેથી જમીન સુધરે છે.

તેના વેલાના દોઢેક ફૂટના કકડા કાપીને તે કકડાઓને પાંચ છ ઇંચ ઉંડા એક એક હાથને છેટે એક છેડો ઉઘાડો રહે તેવી રીતે તેને રોપે છે. વરસાદ બાદ તે રોપાય છે. પોષ મહા માસમાં શકરીઆં ખોદવા જેવાં થાય છે ત્યારે તેને ખોદી લે છે.

## બટાટા

બટાટાની ખેતી કરવા માટે નાના બટાટા અથવા મોટા બટાટાના કકડા આસો કારતકમાં રોપાય છે. બે હાર વચ્ચે

બેથી અઢી ફૂટનું અંતર અને બે છોડ વચ્ચે છથી નવ ઇંચનું અંતર રાખીને તેને રોપવામાં આવે છે. જમીનમાં નીકો તૈયાર કરી તેમાં પાણી લઇને પછી બટાટા રોપાય છે. બટાટા બેથી ત્રણ ઇંચ ઉંડા રોપાય છે. છોડના થડમાંથી સફેદ ડાળીઓ નીકળે છે. તે વખતે તેની ઉપર માટી ચડાવવી જોઇએ; નહિ તો બટાટા બેસતા નથી. ચારથી પાંચ માસમાં બટાટા તૈયાર થાય છે.

## લસણ

ભાદરવા આસોમાં લસણ રોપાય છે. લસણની કળીઓ છ છ ઇંચને અંતરે રોપાય છે. તેને મેથી, ધાણા વગેરેની પાળીઓ ઉપર પણ રોપે છે. ફાગણ ચૈત્રમાં તે તૈયાર થાય છે.

## ડુંગળી

ડુંગળીનાં બી હોય છે. તેનું ધરુ કરી પછી જમીન તૈયાર કરી તેને ક્યારાઓમાં રોપવામાં આવે છે. કારતક માસમાં ડુંગળી રોપાય છે. છ છ ઇંચને છેટે તેનાં મૂળ સીધાં રહે તે રીતે રોપવામાં આવે છે. ડુંગળીનાં બી તૈયાર કરવાની રીત નીચે મુજબ છે:—

સારી સારી ડુંગળી રાખી મૂકવી. તેને ઉગ્યા બાદ કારતક માગશરમાં એક એક ફૂટના અંતરે રોપી જરૂર પ્રમાણે પાણી આપતા રહેવાથી ચૈત્ર વૈશાખ સુધીમાં બી તૈયાર થાય છે.

આવતી કાલે કેટલીક સામાન્ય બાબતો સંબંધી આ પત્રમાળાનો છેલ્લો પત્ર લખીશ.

લિ.

**સોમાભાઈની** આશિષ.

---

# પત્ર ૨૧ મો

**દેવલાલી**, તા. ૨૧-૪-૩૮

**પ્રિય બાળકો,**

વીસ પત્રો દ્વારા મેં તમને ફળઝાડ, શાકભાજી અને ફૂલબાગ સંબંધી થોડી થોડી હકીકતો લખી છે. આ બધા સંબંધી ઘણું વધારે આપણે જાણવું જોઇએ એમ તમને નથી લાગતું? પત્રોમાં તો કેટલુંક લખી શકાય? આ પત્રોથી તમને આ સંબંધી વધારે જાણવાની જિજ્ઞાસા થશે તો પણ મને સંતોષ થશે. આ બધા સંબંધી તમારે જે સવાલ પૂછવા હોય તે મને પૂછજો. હું તેનો જવાબ આપીશ. આવતી કાલે તો હું અહીંથી નીકળીને ત્યાં આવીશ. ત્યાં મારા આવ્યા બાદ આપણે બાગ સંબંધી બધી ઝીણી ઝીણી વિગતો નક્કી કરી દઇ કામે લાગી જઇશું. મહેનત તો કરવી પડશે. ઉત્પાદક શારીરિક શ્રમ કરવો એ સારૂં છે એમ આપણે તો સમજીએ છીએ અને તેથી આપણે આનંદથી આ કામ કરીશું. જે દિવસે આપણે રોપેલા છોડને ફળફૂલ કે શીંગો બેસશે તે દિવસે

તમને સ્વભાવિક રીતે જ ઘણો આનંદ થશે અને લીધેલી મહેનતની સાર્થકતા લાગશે.

આ પત્રોમાં જેના સંબંધી કશું લખવામાં નથી આવ્યું તેવી પણ ઘણી શાકભાજીઓ અને ફૂલના તથા ફળના છોડ છે. એ પૈકીના કેટલાક સંબંધી પણ વધારે હકીકત હું તમને રૂબરૂ કહીશ.

પહેલી સાલે આપણે શાકભાજી બહુ મોટા પ્રમાણમાં ન કરવી એવો મારો મત છે. જુદા જુદા અંતરે, જુદાં જુદાં ખાતરો નાખીને, જુદા જુદા સમયે શાકભાજી કરવાથી કેટલા દિવસમાં બી ઉગે છે, ફૂલ કયારે આવે છે, પાક કેટલો ઉતરે છે, બી વાવ્યા પછી કેટલા દિવસ પછી પાક ઉતરવો શરૂ થાય છે, કયાં સુધી ઉતર્યા કરે છે, આ અને બીજી રીતે પરિસ્થિતિમાં ફેરફાર કરવાથી ઉત્પન્નમાં શું વધારો ઘટાડો થાય છે, આવું આવું બધું જાણવા માટે જ આપણે પહેલી સાલ તો શાક-ભાજી કરવી એવો મારો મત છે. આવી પ્રાયોગિક ખેતી કરવા માટે જમીન માપી તેમાં પાક કરવા જોઇએ અને તે સંબંધીની હું તમને રૂબરૂ કહું તેટલી બધી વિગતોની નોંધો રાખવી જોઇએ. આમ કરવાથી એક બે વરસને અંતે આપણને શાકભાજી ઉછેરનું સારૂં જ્ઞાન મળશે, અને એ અનુભવના પ્રકાશમાં આપણે પછીથી શાકભાજીની ખેતી વધારવી હશે તો વધારીશું. શાકભાજી કરતા પહેલાં એને જો વેચવા માટે કરવાની હોય તો તેનું વેચાણ કરી શકવાની અનુકૂળતા

છે કે કેમ તે પણ વિચારી લેવું જોઇએ.

જમીનમાં ખાતર નાખવું જોઇએ અને સારી ખેડ કરવી જોઇએ અથવા જમીન ખોદીને પોચી કરવી જોઇએ. વળી નિંદવું જોઈએ અને રાંપડી પણ દેવી જોઇએ. આ બધું આપણે કરવું પડશે. આ માટે આપણે કેટલાંક ઉપયોગી ઓજારો વસાવવાં પડશે. હું ત્યાં આવીશ ત્યારે તે બાબત પણ આપણે બધું નક્કી કરી દઇશું. વળી પ્રચલિત ઓજારો કરતાં બીજાં કોઈ ઓજારો વધારે લાભદાયી અને પોષાય તેવાં છે કે કેમ તેનો પણ આપણે વિચાર કરીશું અને અજમાયશ લઇશું. વળી ઉત્પન્ન તરીકે ઓછામાં ઓછું ખર્ચ જેટલું તો મળે જ તે દૃષ્ટિએ જ આપણે કામ કરવાનું છે. ઉત્પન્ન વધારે મળે તે માટે શું કરવું એ બધું પણ વિચારવાનું રહેશે.

મારા મતે એક અત્યંત મહત્ત્વની વાત તો મેં ઇરાદાપૂર્વક આજ સુધી લખી જ ન હતી. એ વાત ખાસ મહત્ત્વની હોવાથી તેને છેલ્લી લખવાનું મેં રાખ્યું હતું. ભલે આપણે શાક કે ફળનો અને ફૂલનો બાગ બનાવીએ પણ આપણા ખેતરમાં થોડીક જમીનમાં આપણે કપાસ તો કરવો જ જોઇએ. આપણી શાળામાં આપણને કાંતવા માટે જોઇતું રૂ આપણે બહારથી શું કામ ખરીદીએ? ચાલુ સાલે આપણે કપાસની સારી સારી જાતોના થોડા થોડા છોડ તો અખતરા તરીકે ચોક્કસ રોપવા જ અને પરિણામ જોઈ બીજી સાલે

આપણને જોઈતું રૂ મળી રહે એટલી જમીનમાં આપણે ત્યાં સારો થતો હોય તેવી જાતના કપાસનો પાક જરૂર કરવો જ એવો મારો મત છે.

હવે તો બીજી વધારે વાતો રૂબરૂ જ કરીશું. હાલ તો આ પત્રમાળા પુરી કરૂ છું. વંદેતાતરમ્

લિ.

**સોમાભાઇની આશિષ.**

---

પ્રાથ૦ શાળાના ૧લા, ૨જા ધોરણનાં બાળકો માટે પાઠ્ય પુસ્તક તરીકે વાપરવા જેવું.

## બાલ ગણિત ૦-૩-૬

વ્યાકરણનું શરૂઆતનું શિક્ષણ પરિચય પદ્ધતિએ આપવા માટે પાઠ્ય પુસ્તક તરીકે વાપરવા જેવું.

## બાલ વ્યાકરણ ૦-૨-૦

ગણિત અને વ્યાકરણ જેવા નિરસ અને અઘરા ગણાતા વિષયો શાસ્ત્રીય પદ્ધતિએ સરસ રીતે શીખવવા માટેની પદ્ધતિ દર્શાવતું શિક્ષકોએ અને શિક્ષણના કાર્યમાં રસ લેનારે ખાસ વાંચવા જેવાં બે પુસ્તકો

**મોંટીસોરી સિદ્ધાંતોએ પ્રાથમિક ગણિતશિક્ષણ ૦-૧૨-૦**

**મોંટીસોરી સિદ્ધાંતોએ વ્યાકરણશિક્ષણ ૦-૧૨-૦**

મંગાવવા માટે લખો :

**સોમાભાઈ કીશાભાઈ પટેલ**

**સુણાવ, (આણંદ થઈને).**

# મારાં બીજાં પ્રકાશનો

જુદી જુદી જાતનાં ખાતરો, તેની અસર, તે કેમ બનાવવાં વગેરે વગેરે વિષયની વિગતવાર માહિતી આપતું ખેડુતોએ અને ખેતીમાં રસ ધરાવનાર સૌ કોઇએ અવશ્ય વાંચવા જેવું ગુજરાતી ભાષાનું એક અજોડ પુસ્તક.

## ખાતરોની માહિતી (પૃષ્ઠ ૮૬+૧૦) ૦-૬-૦

(શ્રી. નરહરિભાઈ પરીખના પરિચય સાથે)